# શ્રી જૈન રામાયણ

• સાતમો ભાગ •

શ્રી ત્રિષષ્ટિ-શલાકાપુરૂષ-ચરિત્ર નામક મહાકાવ્યના સાતમા પર્વનો 'સીતાજીની શુદ્ધિ અને વ્રતગ્રહણ' નામનો નવમો તથા 'શ્રીરામ-નિર્વાણ-ગમન નામનો છેલ્લો દશમો સર્ગ.

શ્રી વીરશાસન

સાપ્તાહિકના ગ્રાહકોને ૧૯ મા વર્ષની ભેટ



પ્રાતઃસ્મરણીય, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્

હેમચન્દ્રસૂરીશ્વરજી

મહારાજાએ રચેલું

- અને -

પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ

શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી

મહારાજના વિવેચનથી વિશિષ્ટ



## શ્રી જૈન પ્રવચનના સંપાદકનું

# નિ વે દ ન

અનેક ગુણગણાલંકૃત પૂ. બાલબ્રહ્મચારી, પરમ શાસનપ્રભાવક, પરમારાધ્ય, વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યવર્ય શ્રીમદ્ **વિજયરામચંદ્રસૂરીશ્વરજી** મહારાજાનાં અતિ મનનીય ને બોધક રસિકતા-ભર્યાં વ્યાખ્યાનોનું સારભૂત અવતરણ પ્રગટ કરવાનો અમારો પ્રયાસ ચાલુ છે. તેમાં પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીના વાસ્તવિક આશયથી વિરૂદ્ધ આશયને પેદા કરનારી જે કાંઈ ઉક્તિ અમારા પ્રમાદથી મૂકાઇ જતી હોય, તદર્થે અમે તે પરમ તારકની ક્ષમાના પ્રાર્થી છીએ. વાંચકો પ્રત્યે પણ અમારૂં નિવેદન છે કે—તેમને જે કાંઈ શંકાસ્પદ ભાસે, તેનો અમારી પાસેથી ખૂલાસો મેળવે : કૃપા કરીને તેઓ અમારા પ્રમાદને કારણે, પૂ. પ્રવચનકાર—મહાત્માશ્રીને વગોવે નહિ.

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ સ્વર્ગસ્થ

આચાર્યદેવ શ્રીમદ્



વિજયદાનસૂરીશ્વરજી મહારાજ

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્

વિજયદાનસૂરીશ્વરજી મહારાજાના

—: પટ્ટાલંકાર :—



પૂજ્યપાદ સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્

વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ

પૂજ્યપાદ સિદ્ધાન્તમહોદધિ, આચાર્યવર્ય શ્રીમદ્

વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના

-: પટ્ટપ્રભાકર :-



પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ,

આચાર્યદેવ શ્રીમદ્

વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

# પ્રાક્-કથન

પૂજ્યપાદ, સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વર્ગસ્થ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયદાનસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટપ્રભાકર, પૂજ્યવર્ય સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટાલંકાર, પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજાના વિવેચનથી વિશિષ્ટ એવા શ્રી જૈન રામાયણનો આ સાતમો ભાગ, જામનગરનિવાસી, સત્સાહિત્યપ્રેમી શ્રેષ્ઠિવર **શાન્તિદાસ ખેતશીભાઈ**ની ઉદાર આર્થિક સહાયથી, **શ્રી વીરશાસન** સાપ્તાહિકના ૧૯મા વર્ષના ગ્રાહક-બન્ધુઓને આપવા માટેના ભેટપુસ્તક તરીકે પ્રગટ કરી, સુજ્ઞ વાંચકોના કરકમલમાં સાદર અર્પણ કરતાં, અમને અતિશય આનન્દ થાય છે.

આ રામાયણને '**જૈન**' શબ્દ એટલા જ માટે યોજવામાં આવે છે કે-વાલ્મિકી રામાયણ આદિ જે હિન્દુ રામાયણો વિદ્યમાન છે, તેનાથી આ ભિન્ન છે એમ સમજી શકાય. એ રામાયણો અને આ રામાયણ વચ્ચે ઘણો ભેદ છે, એમ હિન્દુ રામાયણોના જ્ઞાતાઓ સહેલાઈથી સમજી શકશે. એ ભેદ અને એના હેતુ આદિ વિષેના વર્ણનની અત્રે જરૂર નથી. છતાં જે જૈને-તર ભાઇઓના હાથમાં શ્રી જૈન રામાયણ આવે, તેઓ જો જૈન અને અજૈન-બન્ને રામાયણોની હકીકતોને બુદ્ધિની કસોટીએ ચઢાવશે, તો પણ તેમને ઘણો ફાયદો થશે.

શ્રી રામચન્દ્રજી આદિ મહાપુરૂષો અને શ્રીમતી સીતાદેવી આદિ મહાસતીઓના જીવનવૃત્તાન્તો, અનેક જૈન મહાત્માઓની પવિત્ર કલમે લખાયા છે. શ્રી જૈન રામાયણ તરીકે સુપ્રસિદ્ધ થયેલા આ ગ્રન્થના મૂળ રચયિતા-પ્રાતઃસ્મરણીય, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ **હેમચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા છે.

**ચોવીસ** તીર્થપતિ-પરમાત્માઓ, બાર ચક્રવર્તિઓ, નવ વાસુદેવો, નવ પ્રતિવાસુદેવો અને નવ બલદેવો-એમ ત્રેસઠ શલાકા-પુરૂષો ગણાય છે. દરેક ઉત્સર્પિણીમાં અને દરેક અવસર્પિણીમાં પણ આવા ત્રેસઠ પુરૂષોત્તમો થાય છે. અત્યારે અવસર્પિણી કાળ ચાલુ છે. આ શ્રી ભરતક્ષેત્રમાં ચાલુ અવસર્પિણી કાળમાં તીર્થંકરભગવાન શ્રી

ઋષભદેવસ્વામિજી આદિ ત્રેસઠ શલાકા-પુરૂષો થઈ ગયા છે. પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ એ ત્રેસઠેય શલાકા-પુરૂષોનાં પવિત્ર જીવનચરિત્રોનું વર્ણન સંસ્કૃત પદ્યમાં આલેખ્યું છે. એ એક મહાકાવ્ય તરીકે સુવિખ્યાત છે. 'શ્રી ત્રિષષ્ઠિ-શલાકાપુરૂષ-ચરિત્ર' એ, એ મહાકાવ્યનું નામ છે. આ મહાકાવ્ય દશ પર્વોમાં વહેંચાએલું છે. એ દરેક પર્વોને પણ, તેના રચયિતા પરમર્ષિએ અનેક સર્ગો દ્વારા વિભક્ત કર્યું છે. એ મહાકાવ્યનું સાતમું પર્વ અગીઆર સર્ગોમાં વહેંચાએલું છે. સાતમા પર્વના અગીઆર સર્ગો પૈકીના પહેલા દશ સર્ગોમાં, બલદેવ શ્રી રામચન્દ્રજી, વાસુદેવ શ્રી લક્ષ્મણજી, મહાસતી સીતાદેવી અને પ્રતિવાસુદેવ શ્રી રાવણ આદિના જીવનવૃત્તાન્તોનું વર્ણન છે. આથી સાતમું પર્વ શ્રી જૈન રામાયણ તરીકે પણ પ્રસિદ્ધિને પામેલું છે.

જૈન મુનિવરોની દૈનિક પ્રવચનો માટેની એવી પણ એક શૈલી પ્રવર્તમાન છે, કે જેથી તેઓશ્રીનાં દૈનિક પ્રવચનો બે વિભાગમાં વહેંચાય છે. પ્રવચનની શરૂઆત કોઈ તત્ત્વસ્વરૂપ-વર્ણન-પ્રધાન ગ્રન્થને અવલંબીને થાય છે: અમૂક સમયે પોરિસી ભણાવાય છે: અને તે પછી કોઈ પણ એક કથાગ્રંથને અવલંબીને ઉપદેશ અપાય છે. આ શ્રી જૈન રામાયણનાં પ્રવચનો, એ રીતિના બીજા વિભાગ રૂપે જ અપાયાં હતાં.

પૂ. શ્રી **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજાએ પોતાના પરમ ગુરૂદેવ અને ગુરૂદેવની છત્રછાયામાં વિ. સં. ૧૯૮૫ અને વિ. સં. ૧૯૮૬નાં ચાતુર્માસ મુંબઈમાં કર્યાં હતાં. તે વખતે આ સાતમા પર્વને અવલંબીને તેઓશ્રીએ જે પ્રવચનો આપ્યાં હતાં, તેના સારનો આ સંગ્રહ છે.

કથાગ્રન્થને અવલંબીને અપાએલાં આ પ્રવચનોની પણ, શ્રોતાવર્ગ ઉપર ઘણી જ સુન્દર અસર થવા પામી હતી. એટલું જ નહિ, પરન્તુ એ પ્રવચનોના સારભૂત અવતરણના ગ્રંથો પણ ઘણા જ લોકપ્રિય બન્યા છે.

એક તો પૂ. શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા જેવા મહાપુરૂષ આ ગ્રન્થના નિર્માતા અને તેમાં ય વિવેચક તરીકે પૂ. શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજા: પછી કમીના શી રહે ? અને એ વિવેચન પણ જ્યાં સુવિશાલ સભા સમક્ષ તેમ જ ધર્મભાવનાના ઘાતક કોલાહલમય વાતાવરણ વચ્ચે થયેલું હોય, એટલે એમાં પ્રાસંગિક ઉપદેશો પણ ઘણા મોટા પ્રમાણમાં ભરેલા હોય તે સ્વાભાવિક છે. એ કારણે પણ આવો ગ્રન્થ વધુ ઉપકારક નિવડે અને વિશેષ શિષ્ટજનપ્રિય બને તે સહજ છે.

કથાને અવલંબીને ઉપદેશ આપવો, એને આજે કેટલાકો સામાન્ય કાર્ય ગણાવી, તેની અવગણના કરવાની પણ હામ ભીડે છે : પણ બુદ્ધિને ઠેકાણે રાખીને જો વિવેકપૂર્વક વિચાર કરવામાં આવે, તો ઘણી જ સહે-

લાઈથી સમજી શકાય તેમ છે કે-કથાઓ દ્વારા પણ વાસ્તવિક પ્રકારનો સદુપદેશ આપવામાં ખૂબ ખૂબ કુશળતા જોઈએ છે. કયા પ્રસંગને કયા રૂપે શ્રોતાઓ સમક્ષ રજૂ કરવો જોઇએ અને તે તે પ્રસંગોમાંથી શો શો નિષ્કર્ષ કાઢવો જોઇએ-એના યથાર્થ જ્ઞાન વિનાના ઉપદેશકો, કથા વર્ણવતાં વર્ણવતાં પણ ઉન્માર્ગનું પોષણ કરનારા બની જાય છે. તેના ઉદાહરણ તરીકે સાગરાનંદસૂરિએ કરેલા શ્રી નયસારના વર્ણનને આગળ ધરી શકાય તેમ છે. શ્રી નયસારની ઉત્તમતા બતાવતાં તેમણે એવું એવું પણ વર્ણન કર્યું છે, કે જે પાપપ્રેરક જ ગણાય. જો કે-સાગરાનંદસૂરિએ તો તેમના 'સિદ્ધચક્ર' પાક્ષિકમાં બીજાં પણ અનેક સ્થાનોએ ભયંકર ઉત્સૂત્ર-પ્રરૂપણો કરેલાં છે : પરન્તુ અમે તો વાંચકોનું અત્રે એ તરફ લક્ષ્ય દોરવાને ઇચ્છીએ છીએ કે-સાગરાનંદસૂરિ જેવા પોતાને 'આગમોદ્ધારક' આદિ તરીકે જાહેર કરનારા પણ, કથા ઉપરથી વર્ણન કરતાં ઉન્માર્ગપોષક બની ગયા છે, એટલે કથાને અવલંબીને સદ્ધર્મનો ઉપદેશ દેવો, એય સામાન્ય આત્માઓ માટે શક્ય નથી. શ્રી જિનશાસનના મર્મને પામેલા અને વિશિષ્ટ બુદ્ધિવૈભવના સ્વામી એવા આત્માઓ જ કથા દ્વારા પણ સ્વપરહિતકારક ઉપદેશના દાતા બની શકે છે. પૂ. શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાનાં પ્રવચનોની ઉપકારતા અને પ્રભાવકતા આ વસ્તુને જ આભારી છે.

શ્રી જૈન રામાયણનો આ સાતમો ભાગ છે અને આ ભાગમાં શ્રી જૈન રામાયણ સંપૂર્ણ થાય છે. સાત ભાગોમાં જે દશ સર્ગો પ્રગટ થયા છે, તે નીચે મુજબ છે:-

**પહેલો ભાગ** : પહેલો અને બીજો સર્ગ. પૃ. ૩૨૦.

**બીજો ભાગ** : ત્રીજો સર્ગ આખો અને ચોથા સર્ગનો અમૂક ભાગ, કે જે ૪૨ પ્રવચનોમાં વહેંચાએલો છે. પૃ.૪૩૮

**ત્રીજો ભાગ** : ૪૩ થી ૬૩ સુધીનાં અધુરા રહેલા ચોથા સર્ગનાં પ્રવચનો અને પાંચમો સર્ગ પૂરો. પૃ. ૪૦૬.

**ચોથો ભાગ** : છટ્ઠો અને સાતમો સર્ગ આખો તથા આઠમા સર્ગનો અમૂક ભાગ, કે જે ૩ પ્રવચનોમાં વહેંચાએલો છે. પૃ. ૪૦૮.

**પાંચમો ભાગ** : અધુરા રહેલા આઠમા સર્ગમાંથી અમૂક ભાગ, કે જે ૪ થી ૧૪ પ્રવચનોમાં વહેંચાએલો છે. પૃ.૪૦૬

**છટ્ઠો ભાગ** : અધુરા રહેલા આઠમા સર્ગનો છેલ્લો પૂરો ભાગ. ૧૫ અને ૧૬ -એમ બે પ્રવચનોમાં. પૃ. ૩૯૨.

**સાતમો ભાગ :** નવમા સર્ગની શરૂઆતથી દશમા સર્ગના અન્ત સુધી. પૃ. ૩૬૨.

અત્રે એક ખૂલાસો કરી દેવો એ આવશ્યક છે, કે જેથી પ્રવચનોના આંક સંબંધી કોઈ પણ પ્રકારની ગેર-સમજ ઉત્પન્ન થવા પામે નહિ.

વાંચકોને યાદ તો હશે જ કે-પૂ. શ્રી વિજયરામ-ચન્દ્રસૂરીશ્વરજી મહારાજા જ્યારે વિ. સં. ૧૯૮૫ માં પહેલ-વહેલા મુંબઈ પધાર્યા, તે વખતે તેઓશ્રીનાં પ્રભાવક પ્રવચનોએ અજબ આકર્ષણ જમાવ્યું હતું. એ વખતે કેટલાક ધર્મપ્રેમી ભાઇઓને એમ લાગ્યું કે-'આવાં પ્રવચનોનું સારભૂત અવતરણ જો પત્રિકા રૂપે પ્રગટ કરવામાં આવે, તો એથી મુંબઈનાં પરાંમાં વસવાના કારણે વ્યાખ્યાનમાં નિયમિત નહિ આવી શકનારાં તેમજ બહારગામ વસનારાં ભાઈ-બ્હેનોને માટે પણ ઉપકારનું એક સુન્દર સાધન પૂરૂં પાડી શકાય.' આવા હેતુથી, "**શ્રી જૈન પ્રવચન**" નામથી એક અઠવાડિક પત્રિકા, માત્ર છ મહિનાને માટે જ, પ્રગટ કરવાનો તેઓએ પ્રયત્ન કર્યો. છ મહિનામાં તો શ્રી જૈન પ્રવચન ખૂબ જ લોકપ્રિય બન્યું અને આ પત્રને વધુ વખત ચાલુ રાખવાની તેના સંચાલકોને સંખ્યાબંધ વાંચકો તરફથી ભારપૂર્વક ભલામણ અને આગ્રહભરી વિનંતિ કરવામાં આવી. આથી એ પત્ર ચાલુ રાખવામાં આવ્યું અને

આજે તો એ પત્રનું બારમું વર્ષ ચાલુ છે. પૂ. શ્રી વિજય-રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાનાં શ્રી જિનાજ્ઞાસારગર્ભિત પ્રવચનો, વર્તમાન વાતાવરણના પણ પ્રશ્નોની છણાવટથી ભરપૂર હોઈને, સુવિહિત શ્રીસંઘની વિશેષ પ્રિયતાને પામે તે સ્વાભાવિક જ છે. જૈનસમાજની–ચતુર્વિધ શ્રીસંઘની વર્તમાનકાલીન પરિસ્થિતિનો જેણે સાચો વૃત્તાન્ત લખવો હશે, તેને માટે પણ આ પ્રવચનો સારામાં સારી રીતિએ સહાયક બન્યા વિના નહિ રહે. ચતુર્વિધ શ્રી-સંઘને, શ્રી જિનશાસન પ્રતિની શ્રદ્ધામાં સુસ્થિર અને તેના અમલમાં પરાયણ બનાવવામાં, શ્રી જૈન પ્રવચન આ કાળમાં અનુપમ ફાળો આપી રહ્યું છે. સમ્યગ્દર્શનની પ્રાપ્તિ આદિનું પણ આ એક અનુપમ સાધન છે. એથી જડવાદમાં દોરાઈ ગયેલાઓ, ઉત્સૂત્રપ્રરૂપકો અને તેજોદ્વેષી આત્માઓ શ્રી જૈન પ્રવચન માટેય જેમ–તેમ બોલે તો તે સ્વાભાવિક જ છે: પરન્તુ માત્ર એવાઓ જ વિરોધ કરે છે અને બીજી તરફ શાસનસ્થ શ્રીસંઘ તો શ્રી જૈન પ્રવચનની મુક્તકંઠે પ્રશંસા જ કરે છે, એ વસ્તુ પણ શ્રી જૈન પ્રવચનની શાસનસ્થતા તથા મહત્તાની સૂચક છે.

અસ્તુ. આ શ્રી જૈન પ્રવચનમાં, શ્રી જૈન રામાયણને અવલંબીને અપાયેલાં પ્રવચનોનો સાર પણ પ્રગટ થઈ ચૂકેલો છે. તેના જ આધારે તૈયાર કરીને શ્રી જૈન પ્રવચન કાર્યાલયના સંચાલકોએ અમને આપેલ પ્રવચનો,

અમે પુસ્તક રૂપે પ્રગટ કર્યા છે. પહેલાં તો શ્રી જૈન પ્રવચનમાં, એક દિવસમાં જે વંચાયું હોય તેનું એક પ્રવચન, એ રીતિએ આંક મૂકીને શ્રી જૈન રામાયણ વિવેચન સાથે પ્રગટ કરવામાં આવતું : પાછળથી સંખ્યાબંધ પ્રવચનોને ટૂંકાવી, તેને એક પ્રવચન રૂપ બનાવી, તે મુજબના આંક મૂકવાની પ્રથા શરૂ કરાઈ. આથી જ, છઠ્ઠા સર્ગનો માત્ર સાત પ્રવચનોમાં અને સાતમા સર્ગનો માત્ર ચાર પ્રવચનોમાં જ સમાવેશ થયો છે; જ્યારે તે પૂર્વેના સર્ગો તો સંખ્યાબંધ પ્રવચનોમાં વહેંચાએલા છે. આઠમો સર્ગ તો ઘણો જ મોટો થયો છે અને એથી જ આઠમા સર્ગનાં પ્રવચનોનો આંક-ચોથા, પાંચમા અને આ છઠ્ઠા ભાગમાં થઈને-૧૯ સુધી પહોંચ્યો છે.

જો કે-શ્રી જૈન પ્રવચનમાં તો આઠમા સર્ગને લગતાં પ્રવચનોનો આંક ૧૯ સુધીનો જ છે એમ નથી, પણ વાત એવી બની છે કે-આ ગ્રન્થોને છપાવીને પ્રગટ કરવાને માટે આર્થિક સહાય આપનાર **શેઠ શાન્તિદાસ ખેતશીભાઈ**, આ જૈન રામાયણને સળંગ શ્રેણિ તરીકે પ્રગટ કરાવવાને માટે ખૂબ આતુર છે. પ્રવચનોમાં તો આગલા દિવસોમાં કહેવાએલી કથા આદિ પછીના દિવસોએ પણ આવે, પરન્તુ તેમની ઈચ્છા એવી છે કે-વિવેચનને બાધ ન પહોંચે એવી રીતિએ આખાય શ્રી જૈન રામાયણને તૈયાર કરવું. આ સૂચનાના પ્રથમ

અમલ તરીકે શ્રી જૈન પ્રવચન કાર્યાલયે શ્રી જૈન રામાયણના ગયા વર્ષે પ્રગટ થએલા છઠ્ઠા ભાગમાં આપવાનો પ્રવચનસાર તૈયાર કરી આપેલો. આ સાતમા ભાગ માટેનો પ્રવચનસાર પણ એવી જ રીતિએ તૈયાર કરીને અમને અપાયો છે. આટલા સ્પષ્ટીકરણ ઉપરથી 'શરૂઆતના ભાગોમાં પ્રવચનોના સંખ્યાબંધ આંક કેમ હતા, પાછળના ભાગોમાં તે આંક ઘટ્યા કેમ અને છઠ્ઠા ભાગમાં માત્ર બે જ આંક મૂકવામાં આવ્યા છે તેનો હેતુ શો તેમજ સાતમા ભાગમાં પ્રવચનાંક વિના જ નવમો તથા દશમો સર્ગ અપાયો છે તે કેવી રીતિએ?'–એ વસ્તુને વાંચકો યથાતથ્ય રૂપે સમજી શકશે.

પ્રાન્તે–અમે શેઠ શાન્તિદાસ ખેતશીભાઈનો આભાર તો જૂદો માનેલો હોઇને, શ્રી જૈન પ્રવચન કાર્યાલયના સંચાલકોનો આભાર માનીએ છીએ, કે જેઓએ ખાસ તકલીફ ઉઠાવીને અમને આ ભાગ માટેનો પ્રવચનસાર તૈયાર કરાવી આપ્યો છે. શ્રી જૈન પ્રવચનના સંપાદકનું જે નિવેદન, આ પુસ્તકના આ પૂર્વ વિભાગના ચોથા પાના ઉપર પ્રગટ કરવામાં આવ્યું છે, તેના તરફ પણ વાંચકોનું ખાસ લક્ષ્ય દોરીએ છીએ.

—પ્રકાશક

જામનગરનિવાસી શેઠ શાન્તિદાસ ખેતશીભાઇએ દર વર્ષે આ પ્રકારનાં ભેટ-પુસ્તકો શ્રી વીરશાસનના ગ્રાહકોને આપી શકાય, એ માટે જે સ્થાયી યોજના પૂર્વક આર્થિક સહાય આપી છે અને એ રીતિએ શાસનસેવાના અમારા કાર્યમાં અમને જે ઉત્સાહ પ્રેર્યો છે, તે બદલ અમે તેઓનો આભાર માનીએ છીએ.

સમ્યગ્જ્ઞાનના પ્રચાર માટેની તેઓની લાગણી અને શાસનસેવામાં સહાયક રહેવાની તેઓની ભાવના પ્રશંસનીય છે. બીજા પણ શ્રીમન્તોને માટે એ લાગણી અને ભાવના અનુકરણીય છે. અમે ઇચ્છીએ છીએ કે-તેઓની લાગણી અને ભાવના હજુય વિશેષ સક્રિય બને.

તેઓને પોતાનો આભાર મનાવવાની વૃત્તિ ન હોય તો પણ, અમારે અમારા કર્તવ્યનું પાલન કરવું જોઇએ, એ દૃષ્ટિએ તેમની ના છતાં દરેક પુસ્તકમાં તેમનો આભાર પ્રદર્શિત કરવાનું અમે ચાલુ રાખ્યું છે. બાકી ખોટા પણ ગુણો ગાઇને ખૂશ કરવાની કે ખૂશ રાખવાની વૃત્તિ અમે કેળવી નથી અને કેળવવાની ઇચ્છા છે પણ નહિ !

—પ્રકાશક

આ પુસ્તક પ્રકાશનમાં આર્થિક સહાય કરનાર

જામનગરનિવાસી ધર્માનુરાગી ઉદાર આત્મા શ્રીયુત



શેઠ શ્રી શાન્તિદાસ ખેતશીભાઇ

# અ ૦ નુ ૦ ક્ર ૦ મ ૦ ણિ ૦ કા

## શિર્ષકાનુસાર :

[ નવમો સર્ગ ]

[ દશમો સર્ગ ]

શ્રી

# જૈન રામાયણ

## સાતમો ભાગ



'સીતાજીની શુદ્ધિ અને વ્રતગ્રહણ' - નામનો

નવમો સર્ગ

: મૂળ રચયિતા :

પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ

આચાર્યભગવાન શ્રીમદ્

—હેમચન્દ્રસૂરીશ્વરજી મ.



: વિવેચનકાર :

પરમ શાસનપ્રભાવક, વ્યા. વા.

આચાર્યદેવ શ્રીમદ્

—વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મ.

**નવમા સર્ગનું નામ :**

**આ** જથી આપણે, પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન, શ્રીમદ્ **હેમચન્દ્રસૂરીશ્વરજી** મહારાજાએ રચેલા **'શ્રી ત્રિષષ્ટિ–શલાકાપુરૂષ–ચરિત'** નામના મહાકાવ્યમાંથી, **'શ્રી જૈન રામાયણ'** તરીકેની વિશિષ્ટ ખ્યાતિને પામેલા સાતમા પર્વના નવમા સર્ગને વાંચવાની શરૂઆત કરીએ છીએ. આ નવમા સર્ગને **'સીતા–શુદ્ધિ–વ્રતગ્રહણ'** એવું નામ આપવામાં આવ્યું છે. સર્ગનું નામ, સર્ગમાં આવતા વિષયનું સૂચક હોય છે. મહાસતી સીતાજીએ, પ્રસંગ પ્રાપ્ત થતાં કેવી રીતિએ પોતાની શુદ્ધતાને સાબીત કરી આપી અને તે પછી કેવી રીતિએ વ્રતગ્રહણ કર્યું–એના વર્ણન સાથે આ નવમો સર્ગ સમાપ્ત થતો હોવાથી, આ સર્ગને **'સીતાજીની શુદ્ધિ અને સીતાજીનું વ્રતગ્રહણ'**–એવું નામ આપવામાં આવે, તે સ્થાને જ ગણાય. આ સર્ગમાં પણ એવી એવી બીનાઓ આવવાની છે, કે જે બીનાઓમાંથી ઘણું શીખવાનું મળે.

**લાયક બનવાની જરૂર :**

કથાઓ, જીવનવૃત્તાન્તો જો વાંચતાં ને વિચારતાં આવડે, તો એમાંથી પણ ઉત્તમ કોટિની પ્રેરણાઓ આપી અને મેળવી શકાય છે. વાંચનાર જો તત્ત્વસ્વરૂપનો જ્ઞાતા હોય, હિતાહિતના માર્ગને જાણનાર હોય, સ્વ-પરના સાચા ઉપકારની ભાવનાથી ઓતપ્રોત હોય, સદ્બુદ્ધિનો સ્વામી હોય અને શ્રોતા જો સદ્ભાવસંપન્ન શ્રદ્ધાળુ હોય, તો સામાન્ય કથાઓને પણ તેઓ સ્વ-પરને માટે મહા ઉપકારક બનાવી શકે છે. ખાસ કરીને બાલ જીવોને માટે, કથાઓ દ્વારા ઉપદેશ આપવાની પદ્ધતિ, વિશેષ ઉપકારક બને છે. કેટલીક વાર કહેવા યોગ્ય વસ્તુ કથા સાથે કહેવાય છે, તો શ્રોતાઓના અન્તરમાં તે ઘણી જ સહેલાઈથી પ્રવેશ પામી જાય છે. કથાઓમાં તાત્ત્વિક વાતો નથી આવતી એમ નહિ. તત્ત્વના સ્વરૂપનો વર્તન રૂપે સાક્ષાત્કાર કથાઓમાં થઈ શકે છે. તત્ત્વસ્વરૂપના વિવિધ પ્રકારોને, કથા દ્વારા પ્રત્યક્ષ જેવા રૂપે રજૂ કરી શકાય છે. કથાનુયોગ દ્વારા દ્રવ્યાનુયોગને પણ જેટલો ખીલવવો હોય તેટલો ખીલવી શકાય છે. સદ્બુદ્ધિસંપન્ન વક્તા શ્રોતાઓની ગ્રહણ કરવાની શક્તિ આદિને જોઈને, કથાના પ્રસંગમાં પણ ઝીણવટભર્યું તત્ત્વવર્ણન કરી શકે છે.

**સભા૦** વ્યાખ્યાન આપનાર ઉપર એનો ઘણો આધાર રહ્યો.

દરેક વસ્તુ માટે લાયકાત, એ અનિવાર્ય વસ્તુ છે.

વક્તામાંય લાયકાત જોઈએ અને શ્રોતામાંય લાયકાત જોઇએ. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ પણ નાલાયકને માટે નિરર્થક અગર તો નુકશાનકારક પણ નિવડે. ઉત્તમ કોટિની લાયકાતના યોગે આત્મા ખરાબ સાધન દ્વારા પણ ઉત્તમ પરિણામને નિપજાવી શકે છે અને કારમી અયોગ્યતા હોય, તો ઉત્તમ સાધન દ્વારા પણ આત્મા અધમ પરિણામને નિપજાવનારો બને. માત્ર વ્યાખ્યાન દેનાર જ લાયક જોઇએ એમ નહિ. વ્યાખ્યાન દેનાર પણ લાયક જોઈએ અને વ્યાખ્યાન સાંભળનાર પણ લાયક જોઇએ. સાંભળનાર નાલાયક હોય, તો લાયક પણ વ્યાખ્યાનકાર કરે શું? એ કહે કાંઈ અને પેલો પકડે કાંઈ! વક્તા અને શ્રોતા બન્ને લાયક હોય, તો બેયનુંય કામ થઈ જાય. સારા શ્રોતાઓ તો વક્તાની શક્તિને પણ ખીલવનારા હોય છે. એવા પણ શ્રોતાઓ હોય છે, કે જેઓને ઉપદેશ આપતાં વક્તાનો ઉલ્લાસ વધતો જ જાય અને એથી નવી નવી લાગતી વસ્તુઓ નીકળ્યે જાય. એવી જ રીતિએ વક્તાની શક્તિને બુઠ્ઠી બનાવી દેનારા શ્રોતાઓ પણ હોય છે. એ વાત સાચી છે કે–શ્રોતાઓની જેમ વક્તાઓમાં લાયક અને નાલાયક હોઈ શકે છે. કેટલાક વક્તાઓ પણ એવા હોય છે, કે જેઓ મિથ્યાત્વાદિને કારણે હેયને ઉપાદેય અને ઉપાદેયને હેય આદિ રૂપે પણ વર્ણવનારા બની જાય છે. શ્રી જિનપ્રવચનની કુશલતાને અને બીજી પણ જરૂરી લાયકાતને નહિ પામેલા વક્તાઓ,

શ્રોતાઓના હિતને હણનારા બને, તે સ્વાભાવિક જ છે. શ્રોતાઓ વિચક્ષણ હોય તો એમ પણ બને કે-પેલાના ઉંધા પ્રતિપાદનની તેમના ઉપર ખરાબ અસર ન થાય. આમ છતાં પણ, પેલાને તો નુકશાન થાય જ છે. આથી સ્પષ્ટ છે કે-ભવભીરૂ આત્માઓએ લાયકાતને વિષે તો સૌથી પહેલાં જ પ્રયત્નશીલ બનવું જોઇએ. લાયકાતની બેદરકારી, એ તો કલ્યાણની જ બેદરકારી છે.

**નવમા સર્ગનો આરંભ :**

હવે આપણે નવમા સર્ગને વાંચવાની શરૂઆત કરીએ. પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા, નવમા સર્ગની શરૂઆત કરતાં, ફરમાવે છે કે-

" अथ सीता भयोद्भ्रान्ता, बभ्रामेतस्ततो वने ।
आत्मानमेव निन्दन्ती, पूर्वदुष्कर्मदूषितम् ॥ १ ॥

" भूयो भूयश्च रुदती, स्खलंति च पदे पदे ।
गच्छन्ती पुरतोऽपश्यन्–महत् सैन्यं समापतत् ॥ २ ॥

" मृत्युजीवितयोस्तुल्या–शया प्रेक्षापि तद्‌बलम् ।
सीता तस्थावभीतैव, नमस्कारपरायणा ॥ ३ ॥

" तां दृष्ट्वा बिभयांचक्रुः, सैनिकाः प्रत्युतापि ते ।
का नाम दिव्यरूपेयं, भूस्थितेत्यभिभाषिणाः ॥ ४ ॥"

**સીતાજીનું વનમાં ભ્રમણ :**

આઠમા સર્ગના અન્ત ભાગમાં આપણે જોઈ આવ્યા કે–શ્રી રામચન્દ્રજીની આજ્ઞાથી મહાસતી સીતાદેવીને અરણ્યમાં તજી દેવાને માટે નીકળેલા કૃતાન્તવદન નામના સેનાપતિએ, સિંહનિનાદક અરણ્યમાં આવીને સીતાજીનો ત્યાગ કર્યો. શ્રી રામચન્દ્રજીને કહેવા માટેનો સીતાજીએ કહેલો સંદેશો સાંભળી લીધા બાદ, સીતાજીને નમસ્કાર કરીને, સીતાજીના મહાસતીપણાનો વિચાર કરતો કૃતા-ન્તવદન, અયોધ્યાના માર્ગે વળ્યો. હવે સીતાજી એકલાં પડ્યાં. ભયંકર અરણ્યમાં એકલવાયો આદમી, બલવાન અને શસ્ત્રસહિત હોય તોય મુંઝાય: જ્યારે આ તો ગમે તેવી પણ સ્ત્રી. રાજાને ત્યાં જન્મેલી અને મહારાજાની મહારાણી બનેલી. આવાં કષ્ટોની જેને કલ્પના પણ ન હોય એવી. વળી પાછી સગર્ભા તેમજ સ્વયં મહાસતી હોવા છતાંય કારમા કલંકનો ભોગ બનેલી. પાસે નથી કોઇ રક્ષક કે નથી કોઈ શસ્ત્ર. આવી દશામાં સીતાજી ભય પામે, ભયથી ઉદ્‌ભ્રાન્ત બને, તે સ્વાભાવિક જ છે. અહીં કહે છે કે–કૃતાન્તવદનના ગયા બાદ, ભયથી ઉદ્-ભ્રાન્ત બનેલાં સીતાજી વનમાં અહીંથી તહીં–એમ ભમવા લાગ્યાં. વનમાં ભમતાં સીતાજી ડગલે ને પગલે સ્ખલના પામે છે અને વારંવાર રૂદન કરે છે. આ રીતિએ ક્યાં જવું–એનો નિર્ણય નહિ હોવા છતાં પણ, વિમનસ્કની જેમ સીતાજી, આગળ ને આગળ ચાલ્યે જાય છે.

**આપત્તિમાં 'અદીનતા' જળવાય-એ માટે પહેલેથી જ તૈયારી કરવી જોઇએ :**

આ હાલત વિચારવા જેવી છે. એક તરફ સીતાજી કોણ-એ વિચારો અને બીજી તરફ સીતાજીની વર્ત્તમાન દશાનો વિચાર કરો. આવા આત્માને શિરે પણ આવી આપત્તિ આવી અને તમે નિર્ભય છો? તમને ખાત્રી છે કે-તમારે શિરે આપત્તિ નહિ જ આવે? આપત્તિમાં અદીનતા, એ પણ એક સદાચાર છે: પણ વાત એ છે કે-આપત્તિ વેળાએ અદીનતા જાળવી કોણ શકે? આપત્તિમાં અદીનતાની વાતો કરવી-એ જેટલું સહેલું છે, તેટલું જ આપત્તિમાં અદીન બન્યા રહેવું એ મુશ્કેલ છે. એને માટે પૂર્વતૈયારી પણ હોવી જોઇએ. અનુકૂળ સામગ્રીની વેળાએ આત્માને એવો તો કસીને તૈયાર કરવો જોઇએ, કે જેથી પ્રતિકૂળ સામગ્રીની વેળાએ ગભરામણ કે વલોપાત થાય નહિ. કર્માધીન પ્રાણિઓને શિરે આફત આવવી, એ નવાઇની વસ્તુ જ નથી. સંસારમાં ડગલે ને પગલે આપત્તિ તો બેઠેલી જ છે. પુણ્યનો ઉદય હોય ત્યાં સુધી વાત જૂદી છે, પણ કોઇ પુણ્ય એવું હોતું જ નથી, કે જેનો અન્ત જ ન હોય. એક દિ' તમારા પુણ્યોદયનો અન્ત આવશે, એમ તો લાગે છે ને?

**સભા૦** અમારા પુણ્યની તો વાત જ કરવા જેવી નથી.

કેમ ?

**સભા૦** પુણ્ય પણ નિર્મલ ક્યાં છે ? વળી એક જીન્દગી-
માંય અનેક જીન્દગીઓ ભોગવવા જેવું થાય છે.
આજે તાલેવંત અને કાલે ગરીબ !

આટલું જાણો છો, તે છતાં બેફીકર કેટલા છો ? વારંવાર તાલેવંત અને ગરીબ બનનારાઓ પણ, તાલેવંત બને ત્યારે ઘમંડથી બચતા રહે છે ? આ ચાર દિનની ચાંદની છે, એવો વિચાર કરે છે ખરા ? પુણ્યોદયે સમૃદ્ધિ મળી ગઈ હોય, તો તે જાય તે પહેલાં જ તેનો બને તેટલો વધુ સદુપયોગ કરી લેવો એવું મન થાય છે ? જીંદગીમાં અનેક વાર બેહાલ થઈ જનારાઓ પણ, સારા હાલનો સદુપયોગ કરી લેતા નથી, એ શું તેમની આત્મા તરફની બેદરકારી નથી ? સંપત્તિ આવતાં ઉન્મત્ત બનવું અને જતાં લાચારી સેવવી, એ ધર્માત્માને ન છાજે. એ તો સંપત્તિ આવવાથી ઉન્મત્ત ન બને અને જવાથી લાચાર ન બને. ધર્મી તો બન્નેય પ્રકારની સ્થિતિમાં, પુણ્ય-પાપના ઉદયને સમજે. અને એવો જ આત્મા આપત્તિમાં અદીનતા ગુણનો અને સંપત્તિમાં સવિશેષ નમ્રતા ગુણનો સ્વામી બની શકે. સંપત્તિમાં જે ગર્વને આધીન બને, તેને આપત્તિમાં દીન બનતાં પણ વાર લાગે નહિ. સંપત્તિમાં ગર્વ કરનારો, આપત્તિમાં ભયંકર પાપાચરણોને આચરવાને તત્પર બની જાય, એય સુશક્ય છે. 'સંપત્તિ, એ મારાં પૂર્વનાં સત્કર્મોનું ફલ છે'–એમ સમજીને સંપત્તિ વેલાએ સત્કર્મોમાં વિશેષે પ્રવૃત્તિ કરવી અને–'આપત્તિ, એ મારાં

દુષ્કર્મોનું ફલ છે'–એમ સમજીને આપત્તિ વેલાએ પણ દુષ્કર્મોના ત્યાગમાં જ પ્રયત્નશીલ બનવું. આપત્તિ વહેલી કે મોડી પણ આવવાની છે, એમ જાણવા છતાં આપત્તિ માટે તૈયાર ન બનવું, એ ડહાપણ છે ? ડાહ્યા માણસે તો એવી તૈયારી કરી જ લેવી જોઈએ, કે જેથી કોઈ પણ સંયોગોમાં આત્મા દીન બને નહિ–ગમે તેવી સ્થિતિમાં પણ ભાનભૂલો બને નહિ.

**દૂધ–ચોખા કરતાં સુકો રોટલોય સારો :**

**સભા૦** આપત્તિથી બચવા માટે તૈયારીઓ નથી કરાતી એમ તો નહિ, પણ આજની તૈયારીઓ જૂદી જાતિની છે !

કયી જાતિની તૈયારીઓ થાય છે ?

**સભા૦** આપ જાણતા જ હશો. લગભગ બધા સટોડીયા એવી તૈયારી રાખે છે.

કે–અવસરે પોતાના દૂધ–ચોખા સલામત રહે અને બીજાઓને ઠંડે કલેજે રોવડાવી શકાય. ઘર ને ઘરનો ઘણો–ખરો માલ બૈરીના નામે અને વહેપાર પોતાના નામે, એમ ને ?

**સભા૦** આપના ખ્યાન બહાર નથી.

ખરેખર, એ તૈયારી તો આપત્તિની જ જનેતા છે. બીજાને નવડાવી પોતાના સુખને સલામત રાખવાની ભાવનાવાળાઓ, સુખને સલામત રાખી શકતા નથી. તેઓ

દુ:ખને જ સલામત બનાવવાનો ધંધો કરી રહ્યા છે. એ જાતિની પાપ–ભાવનામાં રમનારાઓ પૂર્વના પાપાનુબન્ધી પુણ્યના યોગે થોડો કાલ મઝા માણી લે એ બને, પણ તેમનું ભવિષ્ય ભૂંડું બન્યા વિના રહે નહિ ! આ તો ભયંકર જાતિની અનીતિ છે, પણ આજે અનીતિ એટલી બધી વ્યાપક બની ગઇ છે કે–એની અરેરાટી પણ નાશ પામતી જાય છે. એવા દૂધ–ચોખા કરતાં ન્યાયના યોગે મેળવેલો સુકો રોટલો પણ લાખ દરજ્જે સારો છે, એમ કલ્યાણના અર્થી આત્માઓએ સમજવું જોઇએ.

**વિવેક અને સામર્થ્ય વિના આપત્તિમાં**
**અદીનતા આવે અગર ટકે નહિ :**

બીજી વાત એ પણ છે કે–સંપત્તિની રક્ષાને માટે ગમે તેટલા પ્રયત્નો કરો, તે છતાં પણ પુણ્ય ક્ષીણ થયે તે તમારી પાસે રહેવાની નથી. પુણ્ય ક્ષીણ થતાં ગમે તેવી અને ગમે તેટલી પણ સંપત્તિ, આંખના પલકારામાં ચાલી જશે. કોટયાધિપતિઓ અને મહારાજ્યના માલિકો પણ પાપના ઉદયે જોત–જોતાંમાં કંગાલ બની જાય છે. ગમે તેવી સત્તા ને ગમે તેટલી સંપત્તિ, પાપના ઉદયને રોકી શકે એમ લાગે છે ?

**સભા૦** એ ન બને.

તો પછી, જે આપત્તિ પાપના ઉદયે આવવાની છે, તેનાથી બચવા માટે સંપત્તિ મેળવવામાં અને તેનું

રક્ષણ આદિ કર્યા કરવામાં જ મશગુલ બન્યા રહેવું, એ ડહાપણ છે કે ગાંડપણ ? આપત્તિથી બચવા ઇચ્છનારાઓએ તો, પાપથી જ બચતા રહેવાનો પ્રયત્ન કર્યા કરવો જોઇએ. જ્યાં પાપ નહિ, ત્યાં આપત્તિ નહિ. આ તો નવા પાપની વાત થઇ, પણ જે પાપોને પૂર્વે ઉપાર્જી ચૂકયા છો, તેનું શું ? એ પાપનો ઉદય આવે તે સમયે આત્મા દીન બને નહિ અને પાપના ઉદયને એવી રીતિએ વેઠે કે—ઉદયમાં આવેલું પાપ સ્વયં જવા સાથે બીજાં પણ અનેક પાપોને ઘસડી જાય, એને માટે તૈયાર બનવાની વાત ચાલે છે. તમારા જીવનમાં એવી તૈયારી છે ?

**સભા૦** એવી તૈયારી તો નથી.

નથી, તો તેનું કારણ શું ? શું પાપ–પુણ્યને માનતા નથી ? આશ્રવ, સંવર ને નિર્જરાને માનતા નથી ?

**સભા૦** માનીએ તો છીએ.

તો પછી કોના બળે તમે આટલા બધા નિર્ભય છો ? સીતાજી એટલે જનક રાજાની પુત્રી, ભામંડલ જેવાની બેન અને શ્રી રામચન્દ્રજી જેવાની પત્ની, છતાં સીતાજી કયી હાલતને પામ્યાં ? જે પાપે સીતાજીને ન છોડયાં, તે પાપ તમને છોડી દેશે, એમ ? એવું કાંઈ ધારતા–કરતા નહિ. શ્રી તીર્થંકરદેવના આત્માઓને પણ પાપે નથી છોડયા, માટે પાપ કરતાં ચેતો, બચો અને આત્માને તપ આદિમાં યોજી એવો તૈયાર કરો, કે જેથી અવસરે

દિવસો સુધી ભૂખ-તરસને પણ સહી શકાય અને ટાઢ-તડકા આદિને પણ સહી શકાય. વિવેકી બનો અને સહવાનું સામર્થ્ય કેળવો. એ વિના આપત્તિમાં અદીનતા રૂપ સદાચારનો સાચો અમલ શક્ય નહિ જ બને.

**સીતાજીની આત્મનિન્દા :**

અહીં મહાસતી સીતાજી વનમાં ભયથી ઉદ્ભ્રાન્ત બન્યાં થકાં અહિંથી તહીં એમ ભમી રહ્યાં છે. વનમાં ભમતાં સીતાજી પગલે પગલે સ્ખલના પામે છે અને વારંવાર રડે છે, છતાં એમની એ વખતની પણ મનોવૃત્તિ કયી જાતિની છે, એ જાણો છો ? એ સૂચવવાને માટે પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યું છે કે-

"आत्मानमेव निन्दन्ति, पूर्वदुष्कर्मदूषितम् ।"

એવી રીતિએ ભયંકર વનમાં ભમતાં એવાં પણ સીતાજી, પૂર્વના દુષ્કર્મથી દૂષિત એવા પોતાના આત્માને જ નિન્દી રહ્યાં છે. સદ્વિવેકનો જ આ પ્રભાવ છે. વિચાર કરો કે-સીતાજીએ આ ભવમાં એવું કોઈ જ કૃત્ય કર્યું છે, કે જેના યોગે આવી આપત્તિ આવે ? નહિ જ. તે છતાં પણ આપણે જોયું કે-આપત્તિ આવી છે અને સીતાજી એમાં પોતાની જ ખામી જોઈ રહ્યાં છે. એમના હૈયામાં પૂરેપૂરી ખાત્રી છે કે-' દુષ્કર્મથી જે દૂષિત હોય છે, તેને જ દુ:ખ આવે છે. જેણે પોતાના આત્માને કોઈ

પણ કાળે દુષ્કર્મથી દૂષિત ન બનાવ્યો હોય, તેના ઉપર આપત્તિ આવે, એ સંભવિત જ નથી.' આવા સંકટના સમયે પણ બીજા કોઈને દોષ દેવો નહિ અને પોતાના આત્માની જ નિન્દા કરવી, એ વિવેકને જ આભારી છે. જેના હૈયામાં વિવેક-દીપક પ્રગટ્યો નથી, તેના હૈયામાં તો આવા સંકટના સમયે એવા એવા વિચારો આવે કે-ન પૂછો વાત.

## ખામી જોતાં શીખો !

મિથ્યાત્વના ઉદયથી આત્મા દોષને દોષ રૂપે જોઈ શકતો નથી. એવા પણ આદમીઓ હોય છે કે-પોતાનું એક સામાન્ય પણ કામ બગડે, તો તેમાં પણ સેંકડોને ગાળો દઈ દે. ફલાણાએ બગાડ્યું, ફલાણો વચ્ચે આવ્યો, ફલાણાએ મદદ ન કરી અને એમ કેટલાયને દોષ દે ! પોતાનો દોષ તો જૂએ જ નહિ. એવા આદમીને ધર્મના નિન્દક બનતાં પણ વાર લાગે નહિ. કહેશે કે-'ધર્મ ઘણો કર્યો, પણ છેવટ દશા તો આ જ થઈ ને ?' પણ એ ન વિચારે કે-'આ ફળ ધર્મનું છે કે તે પૂર્વે કરેલા પાપનું ?' એવાઓના ધર્મમાંય પ્રાયઃ ભલીવાર હોય નહિ. ધર્મકરણીને વિધિ મુજબ કરવાની મનોવૃત્તિ એવાઓમાં હોય, એ ભાગ્યે જ બને. ધર્મકર્મ કરતી વેળાએ પણ એવાઓના હૈયામાં પાપી વાસના હોય, તો નવાઇ પામવા જેવું નહિ. છતાં કહેશે-'ધર્મ ઘણો કર્યો, પણ ફળ્યો

નહિ!' ધર્મકરણી પણ ધર્મનું જ અપમાન થાય એવી રીતિએ કરવી અને ફળ સારૂં જોઇએ, તે મળે ક્યાંથી ? ધર્મ ધર્મ રૂપે થાય તો ફળે કે ધર્મનું અપમાન કરો છતાં સારૂં ફળ મળે ? પણ આ જાતિના વિચારો તો તેઓને જ સુઝે, કે જેઓમાં પોતાની ખામી જોવા-સાંભળવાની લાયકાત હોય. કારમી ખામીવાળાઓ પોતાની ખામીને સાંભળી પણ શકતા નથી. એવાઓ તો, હિતબુદ્ધિએ કોઈ ખામી બતાવે, તોય તેને દુશ્મન માને. એવાઓએ ખાસ યાદ રાખવું જોઇએ કે–

**'રીસ કરે દેતાં શીખામણ,**
**તસ ભાગ્યદશા પરવારીજી.'**

આમ કેમ કહેવું પડ્યું ? કારણ એ જ કે–જે પોતાની ખામીને સાંભળી પણ ન શકે અને હિતશિક્ષા દેનારાનો ઉપકાર માનવાને બદલે જે રીસ કરે, તેનું ભલું ન જ થાય–એ નિશ્ચિત વાત છે.

**સાવધ રહેવાની જરૂર :**

જેનામાં પોતાની ખામી સાંભળી લેવા જેટલી પણ તાકાત નથી, તેનું કલ્યાણ થાય શી રીતિએ ? તમે અહીં વ્યાખ્યાન સાંભળવા આવો છો કે વખાણ ? અહીં જીવાજીવાદિના સ્વરૂપની વ્યાખ્યા થાય, એ તમને ગમે કે તમારાં વખાણ થાય, એ તમને ગમે ? અહીં આવવાનો હેતુ શો ? ખામી ટાળવાનો કે પ્રશંસા સાંભળવાનો ?

**સભા૦** ખામી ટાળવાનો.

તમે તમારામાં રહેલી ખામીઓ દૂર થાય એ હેતુથી અહીં આવો અને અમે તમારાં વખાણ કર્યા કરીએ, એ કેમ બને? અમારે તમને ખામીઓ બતાવવી જોઇએ કે નહિ? અમૂક અમૂક ખામીઓ છે અને તે અમૂક અમૂક રીતિએ ટળે તેમ છે, એમ અમારે કહેવું જોઇએ કે નહિ? જેના સહવાસથી અને જ્યાં જવાથી તમારી ખામીઓ ઘટવાને બદલે વધે તેમ હોય, તેની પણ તમને ઓળખાણ તો આપવી જોઇએ ને? એ નિન્દા કહેવાય?

**સભા૦** નહિ જ.

છતાં આજે શું ચાલી રહ્યું છે?

**સભા૦** એવા પણ નીકળે.

એવાઓના કુતર્કોની જાળમાં ફસાઇને તમે તમારૂં હિત ન હારી જાઓ, એ માટે જ આ કહેવાય છે. આજે કુતર્કવાદ પણ બહુ વધ્યો છે. આજના યુગમાં જેણે આત્મહિત સાધવું હોય, તેણે ખૂબ સાવધ બન્યા રહેવાની જરૂર છે. વાતાવરણ એવું છે કે–સામાન્ય આત્માઓને ફસાઈ જતાં વાર લાગે નહિ. તદ્દન જુઠ્ઠી પણ વાત, એવી રીતિએ ગોઠવીને આજે મૂકાય છે, કે જેથી ભલભલા પણ વિચારમાં પડી જાય. આવા સમયમાં જે સાવધ ન રહે, તેને સન્માર્ગને પામવાની અને સન્માર્ગને આરાધવાની સામગ્રીથી દૂર થઈ જતાં વાર લાગે નહિ.

**શ્રી ભરત ચક્રવર્તિની** ગોઠવણ:

કલ્યાણ ચાહતા હો, તો ખામી સાંભળવાને સદા તૈયાર રહો. જાતે ખામી જોતાં શીખો અને જે કોઈ યોગ્ય લાગે તેને વિનંતિ કરો કે–'જ્યારે જ્યારે મારામાં ખામી ભાળો, ત્યારે ત્યારે વગર સંકોચે કહેજો. સુધરશે તો તરત સુધારીશ. તરત સુધરે તેમ નહિ હોય, તો સુધારવાનો પ્રયત્ન કરીશ. તમે ખામી બતાવશો, એથી મને ખોટું નહિ લાગે, પણ આનંદ થશે. હું સમજીશ કે–તમે મારા ઉપર ઉપકાર કર્યો.' આવી વિનંતિ, યોગ્ય આત્માઓ જ કરી શકે છે. શ્રી ભરત ચક્રવર્તિએ કયી ગોઠવણ કરી હતી? એ શું અવિવેકી હતા? નહિ જ. એ ગોઠવણ પણ સૂચવે છે કે–એ વિવેકી હતા. પોતે છ ખંડના સ્વામી છે, છતાં સાધર્મિકો પાસેથી શું સાંભળવાને ઈચ્છે છે? એ જ કે–'આપ જીતાએલા છો!' ષટ્-ખંડના માલિકને–'આપ વિજેતા છો'–એમ સાંભળવાનું મન થાય કે–'આપ પરાજિત છો'–એમ સાંભળવાનું મન થાય? દુનિયા તો એને વિજેતા જ માને. દુનિયાની દૃષ્ટિએ એ મોટામાં મોટા વિજેતા છે. એથી વધારે દુન્યવી વિજય કદિ જ કોઈએ સાધ્યો નથી અને સાધી શકશે પણ નહિ. આ દુનિયામાં જો મોટામાં મોટો દુન્યવી વિજય હોય, તો તે છ ખંડનો વિજય છે. એવા વિજયને પ્રાપ્ત કરી ચૂકેલા શ્રી ભરત ચક્રવર્તી, ભરસભામાં એ વાતને ઉલ્લાસભેર સાંભળે છે કે–'આપ જીતાએલા છો!'

એમ ને એમ તો એવું કહેવાની કોણ હિંમત કરે ? ચક્રવર્તિને એવી વાતો સંભળાવવી, એ રમત વાત નથી. એને જોતાં તો પ્રબલમાં પ્રબલ દુશ્મન પણ થરથરે. પણ શ્રી ભરત ચક્રવર્તિને લાગ્યું કે–'સૌ કોઇ મને વિજેતા કહેનાર હશે, તો મારૂં થશે શું ? એ વાત તો ભાન ભૂલાવનારી છે. મારે તો એવી ગોઠવણ કરવી જોઈએ, કે જેથી, હું વિષયો અને કષાયોથી જીતાએલો છું–એ વાત મારા ધ્યાન બહાર જાય નહિ.' આથી તેમણે પોતાની ખામી સંભળાવનારની ગોઠવણ કરી. મુકૂટબદ્ધ રાજાઓ પણ જે સમયે સેવામાં હાજર હોય, તેવા સમયે–ભર-સભામાં આવીને મને કહેવું કે–'તમે જીતાએલા છો !' જીતાએલા છો એટલું જ નહિ, પણ એમેય કહેવું કે–'તમારે માથે ભય વધતો જાય છે.' એથી પણ આગળ. એમ પણ કહેવું કે–'હવે તો આત્માને હણતાં અટકો, અટકો !' એમના હૈયામાં કેટલી હદ સુધીની આત્મ-ચિન્તા હશે ? આ બધું તે સાધર્મિકોના મુખે સાંભળવાનું, કે જેમના ખાનપાન આદિની સઘળી જ વ્યવસ્થા પોતે કરે છે ! પોતે છ ખંડના સ્વામી, કહેનારા તે કે જેમના ખાનપાન આદિની વ્યવસ્થા પોતે કરે છે, કહેવા માટેનું સ્થાન તે કે જ્યાં સંખ્યાબંધ મુકૂટબદ્ધ રાજાઓ પણ સેવામાં હાજર છે અને કહેવાની વાત એ કે–'આપ જીતાએલા છો : ભીતિ વધ્યે જાય છે : હણો નહિ, હણો નહિ !' આ ઓછી વાત છે ?

**ખામી સંભળાવનાર રાખો :**

શ્રી ભરત ચક્રવર્તી જેવા પોતાની ખામી સાંભળવાને માટે આટલા ઉત્સુક અને તમે? તમને તમારો નોકર તમારી ખામી બતાવે તો? તમે જેને તમારાથી ઉતરતા દરજ્જાનો માનતા હો, તે તમને તમારી ખામી બતાવે તો? તમે જેને કાંઈક ખટાવતા હો, તે તમને તમારી ખામી બતાવે તો? એને આંખમાં ઘાલીને એનું અહિત ન કરો, તો એટલા તમે સારા ગણાઓ, એમ જ ને? જે માણસો સદ્‌ગુરૂ દ્વારા દેખાડાતી ખામીઓને પણ સહી શકતા ન હોય, તે માણસો આશ્રિતો આદિ જો ખામી કહે, તો તો તેનું અપમાન ને અહિત જ કરવા તૈયાર થાય, એમાં નવાઈ શી છે? જેનામાં આત્માના હિતાહિતનો વિચાર કરવાની અને આત્મહિતની દૃષ્ટિએ ખામી બતાવવાની તાકાત હોય, એવા આદમીને તો એવો અપનાવી લેવો જોઈએ, એવો નિર્ભય બનાવી દેવો જોઇએ અને એવો તો ઉત્સાહિત બનાવી દેવો જોઇએ, કે જેથી એ સુતો સુતો પણ આપણા હિતની જ ચિન્તા કર્યા કરે. સદ્‌ગુરૂઓ તો છે જ, પણ સુખી માણસોએ પોતાના ભલાને માટે આવા વધુ નહિ તો એકાદ આદમીને તો જરૂર શોધી લેવો જોઇએ. એથી, પુણ્યોદયે પ્રાપ્ત સામગ્રીનો દુરૂપયોગ થતો અટકશે અને સદુપયોગ થશે. એવા આદમીની પસંદગી કરતાં વિચાર કરજો. તમારી સાહ્યબીથી અંજાઈ ન

જાય કે તમે એને જે કાંઇ આપો એથી લોભાઈ ન જાય, એવો એ જોઈએ. તમારે એને વધુમાં વધુ આપવાનું, પણ વધુ લેવાને માટે એ તમારો ભાટ ન બની જાય–એટલી એનામાં લાયકાત હોવી જ જોઇએ. પૈસાદારને મોંઢે વખાણનારા તો આ જમાનામાં ડગલે ને પગલે મળી રહે છે, પણ ખોટ ખામી બતાવનારની છે અને તેમાં દોષ પૈસાદારોના ઘમંડનો પણ છે. ઘમંડ ન હોય, પ્રશંસાની તેવી ચાહના ન હોય, તે છતાં પણ ખામી બતાવનારને અપનાવવા તૈયાર થવું એ સહેલું નથી. શ્રી ભરત, ચક્રવર્તી હતા અને છતાં પણ એ માટે તૈયાર હતા, કારણ કે–એ પોતાની ખામીને સમજતા હતા. એટલું જ નહિ, પણ તેને સુધારવાને ય ઇચ્છતા હતા.

**પાપ વિના પીડા સંભવે જ નહિ :**

અહીં તો મહાસતી સીતાજી, પૂર્વના દુષ્કર્મથી દૂષિત એવા પોતાના આત્માને નિન્દી રહ્યાં છે. એ ધારે તો આ સંકટ માટે બીજાને દોષ દઈ શકે તેમ નથી ?

**સભા૦** પોતે નિર્દોષ છે, એટલે બીજાઓને દોષ દઈ શકે તેમ તો છે જ.

છતાં એ બીજાઓની નિન્દા નથી કરતાં, પણ પોતાના આત્માની જ નિન્દા કરે છે : કારણ કે–એ જેમ નિર્દોષ છે, તેમ વિવેકી પણ છે. સીતાજી પોતાના આત્માની ખામી સમજી શકે છે. કલંક આવ્યું તે પોતાને શિરે

જ કેમ આવ્યું ? શ્રી રામચન્દ્રજીની પત્નીઓ ચાર, છ
ત્રણને શિરે કલંક નહિ અને મારે શિરે કલંક કેમ
શ્રી રામચન્દ્રજી જેવા ગંભીર અને વિવેકી સ્વામિને પ
મારો ત્યાગ કરવાનો વિચાર કેમ આવ્યો ? સીતા
સમજે છે કે–આ સંકટ મારા આત્માએ જ ઉભું કરે
છે. હું નિર્દોષ તો આ ભવમાં, પણ પૂર્વે દોષ કર્યા હ
તેનું શું ? જો અશુભ કર્મનો ઉદય ન હોય, તો એ
વાળ પણ વાંકો કરવાની ઈન્દ્રની પણ તાકાત નથી.
વગર પાપે જ કોઈ કોઈને પીડી શકતું હોય, તો લૂંટ
રાઓ શ્રીમાનને શ્રીમાન રહેવા દેત નહિ અને દુર્જન
સાધુને સાધુ રહેવા દેત નહિ. નબળો શેઠાઈ કરે અ
સબલો હુકમ ઉઠાવે, એ પુણ્ય–પાપ વિના શકય ન
સીતાજી સમજે છે કે–આમ થવામાં નિમિત્ત ગમે
હોય, બીજાઓની આમાં ભૂલ છે–એની ના નહિ, પ
આ બધાને ઉત્પન્ન કરનારી જે મૂળ વસ્તુ છે, તે
મારા આત્માનું પૂર્વનું દુષ્કર્મ જ છે. એ દુષ્કર્મ ન હો
તો કોઇ જ મને આવા સંકટમાં મૂકી શકત નહિ–એ
સીતાજી જાણે છે અને માટે જ બીજા કોઇને ન
નિન્દતાં, પોતાના આત્માને નિન્દે છે.

**કૃતજ્ઞ બનવાથી થતા લાભો અને**
**કૃતઘ્ન બનવાથી થતાં નુકશાનો :**

સારૂં થાય તો કોઇનો ગુણ માનવો નહિ અ
ખરાબ થાય તો દેવાય તેટલાને દોષ દેવો, એ અજ્ઞા

લોકની ખાસીયત છે. સજ્જન સારામાં સૌના ગુણને યાદ કરે અને ભૂંડું થાય તો પોતાનો દોષ માને, જ્યારે દુર્જન સારામાં કોઇનોય ગુણ ગણે નહિ, પોતાની આવડતને આગળ કરે અને ખરાબ થાય તો જેને ને તેને દોષ દીધા વિના રહે નહિ.

**સભા૦** જેમ ભૂંડું પોતાના પાપના ઉદય વિના થતું નથી, તેમ સારૂં પણ પોતાના પુણ્યના ઉદયથી જ થાય છે, તો પછી ઉપકાર માનવાની જરૂર શી?

એ વાત સાચી છે કે–પોતાના પુણ્યના ઉદય વિના, બીજાઓ ગમે તેટલા પ્રયત્નો કરે તોય આપણું સારૂં થાય નહિ, પણ આપણે આપણા ભલાને માટે સામાએ જે કાંઇ પ્રયત્ન કર્યો, તેને કેમ ભૂલી શકીએ? સામાએ આપણું ભલું ચિન્તવ્યું, આપણું ભલું થાય એ ઈરાદે પ્રયત્ન કર્યો અને આપણા પુણ્યોદયનો યોગ મળતાં એ પ્રયત્ન સફલ થયો: પણ સામાના અન્તરમાં આપણા ભલાની ભાવના હતી, સામાએ એ ભાવનાથી આપણા ભલાનો પ્રયત્ન કર્યો, એ આપણે જાણીએ તે છતાં તેનો ઉપકાર ન માનીએ, તો આપણે કૃતઘ્ન જ કહેવાઇએ ને? કૃતજ્ઞતા, એ પણ અનુપમ ગુણ છે. કૃતજ્ઞતા ગુણ સામાની અને આપણી પણ પરહિતની ભાવનાને વિકસિત બનાવે છે. કૃતઘ્ન આત્માઓ, પરહિતચિન્તા રૂપ મૈત્રીના સ્વામી, કોઈ કાલે બની શકતા નથી. પોતાના ઉપર

ઉપકાર કરનારના ઉપકારને પણ જે ગણતો નથી, તે બીજાઓ ઉપર ઉપકાર કરવાની વૃત્તિવાળો બને, એ અસંભવિત પ્રાયઃ છે. ખરી વાત તો એ છે કે-કલ્યાણના અર્થી આત્માઓએ-'આ સંસારમાં વિદ્યમાન એવા સર્વ આત્માઓનું ભલું જ થાઓ, પણ કોઈનુંય ભૂંડું ન થાઓ'- એ ભાવના કેળવવી જોઇએ. આત્માને એવો બનાવી દેવો જોઈએ, કે જેથી એ સૌ કોઈના કલ્યાણમાં જ રાચે, પણ કોઇનાય ભૂંડામાં રાચે નહિ. અજાણતાં પણ કોઇનું અહિત થઈ જાય, તો એને માટે આપણને દુઃખ થવું જોઇએ. ભૂંડું કરનારનું પણ ભલું થાઓ, એ ભાવના હોવી જોઇએ. મારા પ્રત્યે દુશ્મનાવટ રાખનાર પણ કલ્યાણને પામો, એવી વૃત્તિ હોવી જોઇએ. જીવનમાં આ ભાવનાનો શકય એટલો અમલ પણ હોવો જોઇએ. આ ભાવના વિના વિશિષ્ટ ધર્મને યથાર્થ રૂપે પામી કે આરાધી શકાય, એ શકય નથી. હવે જ્યાં આપણા પ્રત્યે દુશ્મનભાવ રાખનારના પણ કલ્યાણની ભાવના હોવી જોઇએ, ત્યાં આપણા ભલાનું ચિન્તન કરનાર અને આપણા ભલાને માટે પ્રયત્નશીલ બનનારનો ઉપકાર માનવાનો હોય કે નહિ ?

**સભા૦** ઉપકાર માનવો જ જોઇએ.

જેનામાં અંશે પણ કૃતજ્ઞતા ગુણ હોય, તે તો ઉપકાર માનવાનું ચૂકે જ નહિ. કૃતજ્ઞતા ગુણથી દેખીતી રીતિએ પણ ઘણા ફાયદા થાય છે. તમે સામાના થોડા

પણ ઉપકારને પ્રધાન બનાવી તેનો ઉપકાર માનો, એથી તમારા ભલા માટે વધુ પ્રયત્ન કરવાની વૃત્તિ સામાના અન્તરમાં ઉદ્‌ભવે છે તેમજ બીજા પણ આત્માઓનું ભલું કરવાને એ ઉત્સાહિત બને છે. આ રીતિએ કૃતજ્ઞ આત્મા સ્વ-પર ઉભયનો ઉપકાર સાધી શકે છે. વળી જે અન્યે કરેલા થોડા પણ ઉપકારને પ્રધાન બનાવી અન્યનો ઉપકાર માનવા તૈયાર થાય છે, તે કૃતજ્ઞ આત્માની પરહિતની વૃત્તિ, એ કારણે પણ વિકાસ પામે છે. બીજી તરફ કૃતઘ્ન આત્મા સ્વપરની ઉપકારવૃત્તિનો ઘાતક બને છે. તમારા ઉપર ઉપકાર કરનાર સામાન્ય કોટિનો આત્મા હોય, તો તમને કૃતઘ્નપણે વર્તતા જોઈને એમ વિચારે કે–'આ દુનિયામાં કોઈનું ભલું કરવા જેવું જ નથી. ઉપકાર કરીએ તોય આજના જીવો ઉપકારનો બદલો અપકારથી વાળે છે.' ઉપકાર કરનારના હૈયામાં આવી દુર્ભાવના પેદા થવામાં તમારી કૃતઘ્નતા નિમિત્ત રૂપ બને, તો એથી તમે ઓછા પાપમાં પડતા નથી. તમને એ પણ નુકશાન થવું સંભવિત છે કે–ફરીથી કોઈ અવસર આવી લાગે, તો તમારી કૃતઘ્નતાને જાણનારો તમારા ઉપર ઉપકાર કરવાને ઉત્સાહિત ન બને. આમ કૃતઘ્ન આત્માઓ પોતાનું અહિત તો સાધે જ છે, પણ પરોપકારશીલ આત્માઓના પણ હૃદયને પરોપકારની ભાવનામાં મન્દ બનાવવા આદિ રૂપે, બીજાઓનું પણ અહિત સાધે છે. આ ઉપરથી તમે સમજી શક્યા હશો કે–

સામાનો આપણા ભલાને માટેનો પ્રયત્ન, આપણા પુણ્ય યોગે જ સફલ નિવડતો હોવા છતાં પણ, આપણે તો આપણા ઉપર ઉપકાર કરનારના થોડામાં થોડા પણ ઉપકારને ભૂલવો જોઈએ નહિ.

**દુઃખ આવ્યે તેમાં નિમિત્તભૂત બનનારાઓની નિન્દા કરવાથી હાનિ જ થાય છે:**

**સભા૦** થોડો પણ ઉપકાર કરનારનો ઉપકાર માનવો જોઇએ, એ વાત તો બરાબર છે: પણ જ્યારે આપણા પુણ્યના યોગ વિના સામાના ઉપકારના પ્રયત્નો ફળતા નથી, છતાં સામાનો ઉપકાર માનવો એ વ્યાજબી છે, ત્યારે અપકારને કરનારન અપકારને જોવો અને તેના દોષને વિચારવો એમાં વાંધો શો?

આવો પ્રશ્ન કરવાના હેતુથી જ તમે પહેલો પ્રશ્ન પૂછ્યો છે—એમ તે વખતે જ જણાઈ આવતું હતું અને એથી એવો જ ખૂલાસો કરવામાં આવ્યો છે, કે જેથી આ પ્રશ્ન ઉદ્‌ભવે નહિ. આમ છતાં તમે પૂછ્યું છે, તો વિસ્તારથી ખૂલાસો કરી દઈએ. તમારા ઉપરના ઉપકારમાં નિમિત્ત બનનારનો તમે ઉપકાર માનો, એમ તો આપણે વિચાર્યું કે–'તમને પણ લાભ છે, ઉપકા કરનારને પણ લાભ છે અને બીજા જીવોને પણ લાભ છે.' હવે તમે કહો કે–દુઃખ આવ્યે તમારા પોતાના પૂર્વન દુષ્કર્મથી દૂષિત એવા આત્માને નહિ નિન્દતાં, એ દુઃ

આવવામાં નિમિત્તભૂત બનનારા બીજા જે કોઇ હોય તેને તમે નિન્દો, એથી લાભ શો ? તમને લાભ થાય ? દુઃખમાં નિમિત્ત બનનારને લાભ થાય ? કે બીજાને લાભ થાય ? તમને, તેને કે કોઈને પણ કશો લાભ થતો હોય, તો તે બતાવો !

**સભા૦** ખાસ લાભ તો દેખાતો નથી.

સામાન્ય લાભ દેખાતો હોય તો તે બતાવો.

**સભા૦** ત્યારે પોતાના આત્માની નિન્દા કરવાથી પણ શો લાભ થઈ જવાનો ?

ઘણો જ. પૂર્વના દુષ્કર્મથી દૂષિત એવા પોતાના આત્માની નિન્દા કરનારના અન્તરમાં એ ભાવના સહજ રીતિએ પ્રગટે છે કે–'દુષ્કર્મ, એ ખરેખર તજવા જેવી વસ્તુ છે. દુષ્કર્મ કરીએ અને દુઃખ ન ઇચ્છીએ, એ કાંઈ ચાલે–કરે નહિ. દુષ્કર્મ કરીએ છીએ, તો દુઃખ મળવાનું એ નક્કી વાત છે, આથી આવા દુઃખની ભવિષ્યમાં પ્રાપ્તિ ન થાય એ માટે, દુષ્કર્મથી બચવું એ જ ઉત્તમ ઉપાય છે.' પૂર્વના દુષ્કર્મથી દૂષિત એવા પોતાના આત્માની નિન્દા કરનાર, જેમ દુષ્કર્મના આચરણથી વિમુખ બનવાની પવિત્ર ભાવનાવાળો બની શકે છે, તેમ સત્કર્મની આચરણામાં મગ્ન બનવાની ભાવનાવાળો પણ બની શકે છે. સુન્દર ભવિતવ્યતા આદિના યોગે એ સમજી શકે છે કે–આ સંસારમાં દુઃખનું કોઈ કારણ

હોય, તો તે કર્મ જ છે. આત્મા સાથેનો જડ કર્મોનો યોગ, એ જ સારાય દુઃખની જડ છે. આત્માના સુખને આવરનાર, આત્માને સાચા સુખના આસ્વાદથી વંચિત રાખનાર કોઇ વસ્તુ હોય, તો તે આત્માની સાથે એકમેક જેવાં બની ગએલાં કર્મો જ છે. આથી દુઃખના નાશનો અને સુખની પ્રાપ્તિનો વાસ્તવિક માર્ગ એ જ છે કે-આત્માને જડ કર્મોના યોગથી મૂક્ત બનાવવાના પ્રયત્નમાં લાગી જવું. એ માટે કરવું શું પડે? કર્મના આગમનનાં-આશ્રવનાં જેટલાં સ્થાનો, તેનો ત્યાગ કરવો પડે. કર્મોના આગમનને અટકાવવા રૂપ સંવરનો સત્કાર કરીને, પૂર્વનાં કર્મોને આત્માથી અલગ કરવા રૂપ નિર્જ-રાના ઉપાસક બનવું પડે. આથી થાય શું? પાપક્રિયા બંધ થાય, યોગો ને ઈન્દ્રિયો સંયમમાં આવી જાય અને સંયમશીલ બની તપશ્ચર્યામાં ઉજમાલ બનાય. વિચારો અને કહો કે-આત્મનિન્દા કરવાથી લાભ થાય કે નહિ?

**સભા૦** અદ્‌ભુત લાભ થાય.

ચોક્કસ?

**સભા૦** શંકા વિનાની વાત.

તો ઘણું સરસ. પોતાના દૂષ્કર્મથી દૂષિત આત્માની તો વારંવાર નિન્દા કરવી જોઈએ. દુઃખ આવ્યે પોતાના દુષ્કર્મથી દૂષિત આત્માની નિન્દા નહિ કરતાં, આપણે જો તેમાં નિમિત્તભૂત બનનારાઓની નિન્દા કરવાને મંડી

પડીએ, તો આપણા હૈયામાં વૈરની આગ સળગે, સામો જાણે એટલે એના હૃદયમાં પણ આપણા પ્રત્યે દ્વેષભાવ પ્રગટે અને શિષ્ટજનોને આપણા માટે એમ થાય કે– 'આ માણસ નિન્દક છે.' આપણે પહેલાં વાત કરી છે કે– દુશ્મનનું પણ ભલું થાઓ, એ ભાવના આપણામાં હોવી જોઈએ. દુઃખ આવતાં તમે પૂર્વના દુષ્કર્મથી દૂષિત એવા તમારા આત્માને નહિ નિન્દતાં, તેમાં નિમિત્તભૂત બનનારાઓને જો નિન્દવા મંડી પડો, તો તમારામાં પરહિત–ચિન્તા રૂપ મૈત્રી ભાવના આવે કે ટકે શી રીતિએ ? ઉલ્ટું, સામાના અહિતની જ ભાવના આવે. આથી સ્પષ્ટ છે કે–આપણા પુણ્યના યોગે જ આપણું ભલું થતું હોવા છતાં પણ, સામાના થોડા પણ ઉપકારને પ્રધાન બનાવીને, સામાનો ઉપકાર માનવામાં જ્યારે એકાન્તે લાભ છે, ત્યારે એ વાતને આગળ કરી દુઃખમાં નિમિત્ત બનનારની નિન્દા કરવામાં પ્રવૃત્ત થવાથી એકાન્તે ગેરલાભ છે.

## સાંભળો તેને વિચારતાં શીખો !

આ વસ્તુને નહિ સમજનારાઓ, આ જગતના અજોડ ઉપકારી શ્રી અરિહન્ત પરમાત્માના ઉપકારને પણ શી રીતિએ જાણી અને માની શકશે ? જેઓ કૃતજ્ઞ નથી, તેઓ દેવ–ગુરૂના પરમ ઉપકારને ય જાણે અને માને શી રીતિએ ? વિચાર કરો કે–શ્રી અરિહન્તદેવને સર્વશ્રેષ્ઠ અને અજોડ ઉપકારી તરીકે વર્ણવાય છે, તેનો હેતુ શો છે ?

**સભા૦** એમણે મોક્ષમાર્ગ પ્રવર્ત્તાવ્યો છે એથી !

ગોખાઈ ગએલું, સાંભળેલું કે રૂઢ બની ગએલું નહિ બોલતાં, જે બોલો તે વિચાર પૂર્વક જ બોલજો, કે જેથી નહિ સમજ્યા હો તો સમજી લેવાની તક મળશે.

**સભા૦** મેં કહ્યું તે ખોટું છે ?

ખોટું હોત તો આવી રીતિએ ન કહેવાત. તમે જે કહ્યું તે ખોટું નથી, પણ તમે જે બોલ્યા તે સમજ પૂર્વક બોલ્યા છો કે નહિ, એ વિચારવાનું હું સૂચવી રહ્યો છું. તમે કોઇને એમ કહો કે–'શ્રી અરિહન્તદેવોએ મોક્ષમાર્ગ પ્રવર્ત્તાવ્યો, એથી એ તારકો આ વિશ્વના સર્વ-શ્રેષ્ઠ અને અજોડ ઉપકારી છે.' હવે આ વખતે સામો જો એમ કહે કે–'મોક્ષમાર્ગ એમણે ભલેને બતાવ્યો, પણ આપણે મોક્ષ ક્યારે પામવાના ? આપણે મોક્ષ તો આપણા પુરૂષાર્થથી જ પામવાના ને ? આપણે પ્રયત્ન કરીએ નહિ અને શ્રી અરિહન્તદેવો મોક્ષ દઈ દે, એ બનવાનું છે ? અને જ્યારે આપણા પ્રયત્ન વિના મોક્ષ મળે તેમ નથી, તો પછી એ ઉપકારી શાના ?'–તો તમે શો જવાબ દો ?

**સભા૦** આ વાત વિચારવા જેવી છે.

અહીં જે કાંઇ સાંભળો, તેને વિચારતાં શીખો. વિચારો અને ન સમજાય તો પૂછો. પૂછો ને જે જવાબ મળે તેના ઉપર પુનઃ પુનઃ વિચાર કરો. ફેર પૂછવાની જરૂર જણાય તો ફેર પૂછો, પણ સાંભળેલી વાતને એવી

હૃદયસ્થ બનાવી લો, કે જેથી ગમે તેવા કુવિકલ્પોની સામે ટકી શકો. ક્ષયોપશમની તરતમતા આદિના યોગે ઓછું–વધતું સમજાય એ બને : સમજાએલી અને હૃદયસ્થ બનાવેલી સાચી પણ વાતની સામેના દરેક વિકલ્પોનો, સચોટ ઉત્તર આપવાની દરેકમાં શક્તિ હોય, એ બનવાજોગ નથી : પણ બને તેટલી રીતિએ વસ્તુને સમજી લેવાનો પ્રયત્ન કરવામાં ઉપેક્ષા સેવવી નહિ.

**બુદ્ધિની સાર્થકતા શામાં?**

આજે તત્ત્વવિચારણા નષ્ટ પ્રાયઃ થતી જાય છે અને એથી સુગમ પણ વાતોમાં મુંઝવણ ઉભી થતાં વાર લાગતી નથી. ઉપકારિઓ ફરમાવે છે કે–બુદ્ધિનું ફલ તત્ત્વવિચારણા છે. તત્ત્વના સ્વરૂપની વિચારણામાં બુદ્ધિનો જેટલો ઉપયોગ કરાય, તે સાર્થક છે. પણ આજે બુદ્ધિ મળ્યાની સાર્થકતા શામાં મનાઇ રહી છે? આજે બુદ્ધિ મળ્યાની સાર્થકતા કોઇ પણ ભોગે દુન્યવી હિત સાધવામાં મનાઇ રહી છે. લક્ષ્મી, સત્તા, કીર્તિ અને ભોગસુખો કેમ વધારે મળે અને કેમ વધારે ટકે, એની જ વિચારણામાં આજે બુદ્ધિ મળ્યાની સાર્થકતા મનાઈ રહી છે. 'તત્ત્વવિચારણા, એ જ બુદ્ધિને સફલ બનાવનાર છે–બુદ્ધિનું વાસ્તવિક ફલ તત્ત્વવિચારણા છે.'–આ વાતને યથાર્થપણે માનનારાઓની સંખ્યા કેટલી? જૂજ : અને લક્ષ્મી, સત્તા, કીર્તિ તથા ભોગસુખો આદિ કેમ વધારે મળે અને કેમ વધારે

ટકે—એની વિચારણા આદિમાં પોતાને મળેલી બુદ્ધિની સફલતા માનનારા કેટલા ?

**સભા૦** એ તો ગણ્યા ગણાય નહિ અને વીણ્યા વીણાય નહિ, એટલા બધા છે.

પૂર્વકાળમાં ય એવાઓ તો હતા જ, પણ તત્ત્વવિચારકોની સંખ્યા આજના જેટલી જૂજ નહિ હતી. પૂર્વકાળમાં જડવાદ તરફ આટલો બધો ઝોક નહિ હતો. જડના યોગથી જન્મતાં ક્ષણિક અને પરિણામે દુઃખદાયી સુખોને માટે પ્રયત્ન કરતાં પણ, આત્માનો વિચાર આવતો અને એથી અનીતિ આદિનો આજના જેટલો પ્રસાર નહિ હતો. તત્ત્વવિચારણા જેમ જેમ ક્ષીણ થતી ગઈ, તેમ તેમ સદ્‌ભાવનાઓ અને સદાચારોનું પ્રમાણ ઘટવા માંડ્યું તથા દુર્ભાવનાઓ અને દુરાચારોનું પ્રમાણ વધતું ચાલ્યું.

**ચોવીસ કલાકમાં, મહિનામાં કે વર્ષમાં તત્ત્વવિચારણા માટેનો સમય કેટલો ?**

આજે તમારા જીવનમાં તત્ત્વવિચારણાને કેટલું સ્થાન છે ? દિવસના ચોવીસ કલાકમાં તત્ત્વવિચારણા માટેનો સમય કેટલો ? રોજ નહિ, તો મહિનાના ત્રીસ દિવસોમાંથી કેટલા દિવસોએ અમૂક સમયને માટેય તત્ત્વવિચારણા કરવાનો નિર્ણય ? મહિનામાં એવો એક દિવસે ય ખરો કે નહિ ? બાર મહિનામાં પણ એવા દિવસ કેટલા ? કેમ સાવ મૌન ?

**સભા૦** આમાં બોલવું શું ?

લજ્જાના માર્યા નથી બોલતા કે બીજું કાંઈ કારણ છે ? ' તત્ત્વવિચારણા નથી કરતા, એ આપણે માટે બહુ શરમભર્યું છે.'—એમ લાગે છે, માટે નથી બોલતા કે નહિ બોલવામાં બીજો કોઈ આશય છે ?

**સભા૦** વ્યાખ્યાન સાંભળવા આવીએ એટલું.

વ્યાખ્યાન પણ દત્તચિત્તે સાંભળો છો ? વ્યાખ્યાન સાંભળતી વેળાએ પણ ચિત્તના વલોપાતને દૂર કરો છો ? ઘડીઆળ તરફ નજર કેટલી વાર જાય છે ? સુખી માણસોને પણ પેઢી કેટલી વાર યાદ આવે છે ? વ્યાખ્યાનમાં જે સંભળાવાય, તેનો વિચાર કરવો અને શકયનો અમલ કરવો, એવી ભાવના કેટલાની ? વ્યાખ્યાન પણ જો યથાવિધિ નિયમિત સાંભળવાનો પ્રયત્ન થાય, તોય જીવનમાં ઘણો ફેર પડી જાય. વ્યાખ્યાન જેવી રીતિએ સાંભળવું જોઇએ, તેવી રીતિએ સાંભળવાનો પ્રયાસ થાય, તો સેંકડો વ્યાખ્યાનો સાંભળવાનો દાવો કરનારા પણ કેટલાકો દયાપાત્ર જીવન જીવનારા જોવાય છે, એ બને ખરૂં ? ખરેખર, તત્ત્વવિચારણા તરફના દુર્લક્ષ્યે અનેક અનિષ્ટોને ઉત્પન્ન કરી દીધાં છે. એના જ યોગે, વારંવાર કહેવાએલી, સમજાવાએલી અને ચર્ચાએલી એવી પણ વાતો માટે, જ્યારે ને ત્યારે વિકલ્પો ઉઠે છે અને પ્રશ્નો પૂછવામાં આવે છે.

**સભા૦** આત્માના હિતની જેટલી જોઇએ તેટલી અમારામાં દરકાર નથી, એથી જ આમ બને છે.

આટલું પણ તમને લાગે છે, એ આનન્દનો જ વિષય છે. તમે વારંવાર પૂછો એનો કંટાળો નથી, પણ તમારામાં જરૂરી દરકાર પ્રગટે એ હેતુથી જ આ કહેવાય છે. સુખી થવું હોય, તો આત્માના હિત તરફની બેદરકારી ટાળ્યા વિના ચાલે તેમ નથી, એ ચોક્કસ વાત છે.

**આપણા અનન્ત કાલના અજ્ઞાનને ટાળનાર શ્રી અરિહન્તદેવો છે :**

હવે આપણે શ્રી અરિહન્તદેવના સર્વશ્રેષ્ઠ અને અજોડ ઉપકારને લગતી અધુરી રહેલી વાતને વિચારીએ. ઉપકારને સમજ્યા પછી ઉપકારિને સમજવા, એ બહુ સહેલું છે. મોક્ષની આકાંક્ષા જેમ જેમ તીવ્ર બને, તેમ તેમ મોક્ષમાર્ગના પ્રવર્ત્તનમાં રહેલા ઉપકારને સમજી શકાય. સૌ કોઇનો આત્મા અનન્ત કાલથી આ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. અનાદિ કાલથી સંસારમાં પરિભ્રમણ કરતા આપણા આત્માએ, અનન્તી વાર જન્મ–જરા–મરણાદિનાં દુઃખો ભોગવ્યાં છે. આપણા આત્માએ નરકનાં દુઃખો પણ વેઠયાં છે, નિગોદનાં દુઃખો પણ વેઠયાં છે અને અનેકવિધ અનુકૂળતાઓના અભાવ તથા પ્રતિકૂળતાઓની પ્રાપ્તિ આદિનાં દુઃખો પણ વેઠયાં છે. દુઃખો વેઠયાં છે એટલું જ નહિ, પણ જ્યારે જ્યારે આપણને તક

મળી છે, ત્યારે ત્યારે આપણે આપણા દુઃખને ટાળવાના અને સુખને પ્રાપ્ત કરવાના હેતુથી પ્રયત્ન કરવામાં પણ કમીના રાખી નથી. આમ કરતાં અનન્તો કાળ વહી ગયો, છતાં આપણા દુઃખનો પૂરેપૂરો અન્ત આવ્યો નહિ અને આપણને સાચા સુખની પ્રાપ્તિ થઇ નહિ. આમ થવાનું કારણ શું ? આ સ્થિતિને માટે કોઈ વધુમાં વધુ જવાબદાર હોય, તો તે આપણું અજ્ઞાન છે. સુખ મેળવવાની ઇચ્છા ઓછી હતી કે છે ? નહિ. સુખને પમાડનારા જે કોઈ પ્રયત્નો લાગ્યા, તે સેવવામાં બેદરકારી હતી ? નહિ. છતાં દુઃખ જાય નહિ ને સુખ મળે નહિ, એ શાથી ? ઇચ્છા હોય, આળસનો અભાવ હોય અને બનતી મહેનત પણ ચાલુ હોય, તે છતાં અનન્ત કાળ પર્યન્ત દુઃખ જાય નહિ ને સુખ મળે નહિ, તો એમાં દુઃખનાશના અને સુખપ્રાપ્તિના સાચા માર્ગનું અજ્ઞાન, એ જ પ્રબળ કારણ ગણાય ને ?

સભા૦ હાજી.

આપણા એ અજ્ઞાનને ટાળવાનો શ્રી અરિહન્તદેવોએ પરમ પરિશ્રમ કર્યો છે. ' અનુકૂળ એવી જડ વસ્તુઓના કે જડના યોગવાળી સચેતન વસ્તુઓના યોગમાં જ સુખ છે '–એવા જગતના જીવોના ભ્રમને શ્રી અરિહન્તદેવોએ પ્રગટ કર્યો અને ફરમાવ્યું કે–'આત્માની સાથે એકમેક રૂપ બનેલા જડ કર્મોના યોગનો નાશ કરવામાં જ, આત્માને જડ કર્મોના યોગથી સર્વથા દૂર

કરવામાં જ, પરિપૂર્ણ અને શાશ્વત સુખની પ્રાપ્તિ છે.' આવી રીતિએ સુખ વિષેના ભ્રમને ટાળવા સાથે અને સાચા સુખની અવસ્થાનો ખ્યાલ આપવા સાથે, શ્રી અરિહન્તદેવોએ આત્માને જડ કર્મોના યોગથી સર્વથા રહિત બનાવવાનો યથાસ્થિત ઉપાય પણ દર્શાવ્યો. એને જ આપણે મોક્ષમાર્ગ કહીએ છીએ. મોક્ષમાર્ગ દર્શાવ્યો, એટલે શું દર્શાવ્યું ? દુ:ખથી છૂટવાનો અને પરિપૂર્ણ તથા શાશ્વત સુખને પામવાનો માર્ગ દર્શાવ્યો. આપણે કોણ છીએ, આપણે શાથી દુ:ખી છીએ, અનન્ત કાલ વહી જવા છતાં પણ આપણી સુખની ઈચ્છા ને મહેનત ફળી કેમ નહિ, દુ:ખનું કારણ શું, સુખનું કારણ શું તથા સુખના ઉપાયને સેવવા માટે શું કરવું જોઇએ ?—આ વિગેરેનું શ્રી અરિહન્તદેવોએ પ્રકાશન કર્યું. આમ અનન્ત કાલથી આપણે જે અજ્ઞાનમાં ફસાઈને, સુખની ચાહના અને મહેનત છતાં પણ દુ:ખને પામી રહ્યા હતા, તે અજ્ઞાનને જે કોઈ ટાળે તેનો ઉપકાર કેટલો ? વચનાતીત. એ તારક જેવા આપણા અજ્ઞાનને ટાળનારા જો આપણને ન મળ્યા હોત, તો આપણે કોઈ કાળે સુખ પામી શકત ? આવા તારક જેને ન મળે, તેનું દુ:ખ તો અનન્ત કાળેય ટળે નહિ.

**સભા૦** આપણું દુ:ખેય હજુ ટળ્યું તો નથી ને ?

પણ એ તારકે બતાવેલા ઉપાયને બરાબર સેવવાથી દુ:ખ ટળશે અને સુખ મળશે, એમ તો લાગે છે ને ?

**સભા૦** હાજી.

આત્માઓને-‘ એ તારકે બતાવેલા ઉપાયને બરાબર સેવવાથી દુ:ખ ટળશે અને સુખ મળશે ’-એમ નહિ લાગતું હોય, તેઓને-‘ શ્રી અરિહન્તદેવ, એ સર્વશ્રેષ્ઠ અને અજોડ ઉપકારી છે, એમ નહિ લાગે એ નિર્વિવાદ વાત છે માર્ગ ઉપર રૂચિ પ્રગટયા વિના, માર્ગદર્શક ઉપકારક લાગે, એ સંભવિત જ નથી.

માર્ગ રૂચે તો—

જે પુણ્યાત્માઓને, અનન્તઉપકારી શ્રી અરિહન્તદેવોએ પ્રકાશિત કરેલો મોક્ષમાર્ગ વાસ્તવિક રીતિએ રૂચી જાય છે, તેઓના આનન્દનો પાર હોતો નથી. તેઓને એમ થઈ જાય છે કે-‘ જો શ્રી અરિહન્તદેવોએ મોક્ષમાર્ગને પ્રકાશિત ન કર્યો હોત અને અમને જો એ તારકોએ પ્રકાશિત કરેલો મોક્ષમાર્ગ ન મળ્યો હોત, તો અમારૂં થાત શું ? અમે તો સુખની ભ્રમણામાં ને ભ્રમણામાં જ અટવાયા કરત અને એથી અનન્ત કાલ પર્યન્ત પણ અમારા દુ:ખનો અન્ત આવત નહિ. ખરેખર, અમને અનન્ત કાલનાં રૌદ્ર દુ:ખોથી ઉગારી લેનાર કોઈ હોય, તો તે શ્રી અરિહન્તદેવો જ છે. એ તારકોના જેવો બીજો કોઈ ઉપકારી પાકયોય નથી અને પાકશે પણ નહિ.’

સ૦ ‘ મોક્ષમાર્ગ એમણે બતાવ્યો, પણ આપણા પ્રયત્ન વિના મોક્ષ મળે તેમ તો છે જ નહિ, એટલે એમનો શો ઉપકાર ! ’-એવું કોઈ પૂછે તો ?

બન્યા. ખરેખર, સત્ત્વશીલ પુણ્યાત્માઓ આવી રીતિએ આપત્તિઓને પણ સંપત્તિનું કારણ બનાવી દે છે.

**ઇન્દ્રની સહાય માટેની આજ્ઞા :**

મહાત્મા શ્રી જયભૂષણને કેવલજ્ઞાનની પ્રાપ્તિ થવાથી, તેનો ઉત્સવ કરવાની અભિલાષાથી, ઇન્દ્ર આદિ દેવતાઓ ત્યાં આવી રહ્યા છે. સીતાજીના દિવ્ય માટેની તૈયારી પણ અયોધ્યાનગરીની બહારના ભાગમાં થઇ રહી છે અને મહાત્મા શ્રી જયભૂષણ પણ ત્યાં નજદિકના સ્થલમાં જ કેવલજ્ઞાન રૂપ આત્મસંપત્તિને પામ્યા છે. કેવલજ્ઞાનપ્રાપ્તિના ઉત્સવની અભિલાષાથી ઇન્દ્રની સાથે આવતા દેવતાઓએ, સીતાજીના દિવ્ય માટે ચાલી રહેલી તૈયારીઓ જોઇ. એ જોઇને દેવતાઓએ ઇન્દ્રને વિનંતિ કરી કે–'હે સ્વામિન્! ખોટા લોકાપવાદને કારણે સતી સીતા અગ્નિમાં પ્રવેશ કરે છે!'

આ સાંભળીને, પોતાની પેદલસેનાના ઉપરી દેવને, સીતાજીના સાન્નિધ્ય માટેની ઇન્દ્રે આજ્ઞા ફરમાવી અને પોતે મહાત્મા શ્રી જયભૂષણ જ્યાં હતા ત્યાં જઇને તેમને પ્રગટેલા કેવલજ્ઞાનનો ઉત્સવ કર્યો.

**વિકરાલ અગ્નિ જોઇ વિચારણા :**

હવે અહીં શ્રી રામચંદ્રજીની આજ્ઞા મુજબ, ચન્દનનાં કાષ્ઠોથી વ્યાપ્ત એવા પેલા ખાડામાં સેવકોએ અગ્નિ

મૂક્યો. ચારે તરફથી ભડ-ભડ બળતો એ અગ્નિ એટલો વિકરાળ ભાસતો હતો કે-આંખોએ જોવો એય મુશ્કેલ હતું. આવા વિકરાલ જ્વાલામય અગ્નિમાં સીતાજીને પ્રવેશ કરવાનો હતો. શ્રી રામચન્દ્રજીને એ અગ્નિને જોતાં સખ્ત આઘાત થયો. તેઓ વિચારવા લાગ્યા કે-

" મારે માટે આ કેવો અત્યન્ત વિષમ પ્રસંગ ઉપસ્થિત થયો છે ? આ મહાસતી જરા પણ શંકા વિના આ અગ્નિમાં પ્રવેશ કરશે અને દિવ્યની તો દૈવની જેમ પ્રાયઃ વિષમ ગતિ છે ! મારી સાથે આ સીતાનો નિવાસ થયો અને રાવણ તેનું હરણ કરી ગયો : ત્યાંથી છોડાવી અહીં લાવીને મેં જ તેનો ત્યાગ કર્યો : હવે પાછો હું જ તેણીને આવા ભયંકર અગ્નિમાં પ્રવેશ કરાવું છું ! "

વાત પણ સાચી છે કે-દિવ્યની ગતિ એકધારી જ હોય છે એમ નથી. દૈવની ગતિની જેમ દિવ્યની ગતિ પણ પ્રાયઃ વિષમ હોય છે. જો કે-અહીં તો સીતાજીના બચાવનો સંયોગ ઉપસ્થિત થઇ ગયો છે, પણ હરકોઈ પ્રસંગે બચાવ થઈ જ જાય એવો એકાન્ત નિયમ નથી. શુભોદય હોય અને સહાય મળી જાય-એ જૂદી વાત છે, પુણ્યાત્માઓને પ્રાયઃ વાંધો આવે જ નહિ, પણ કોઇ વાર તેવો પાપોદય હોય તો અતિશય શુદ્ધ અને સર્વથા નિર્દોષ એવા પણ આત્માને પ્રતિકૂળ સંયોગોમાં મૂકાઇ જતાં વાર લાગે નહિ.

**જાહેરાતપૂર્વક હુતાશનમાં ઝંપાપાત :**

જ્વાલાઓથી વિકરાલ ભાસતા અગ્નિને જોઈને શ્રી રામચન્દ્રજી જ્યારે મુંઝવણમાં પડી ગયા છે, ત્યારે મહાસતી સીતાજીના મુખ ઉપર એની એ પ્રસન્નતા ઝળહળી રહી છે. સીતાજી તે અગ્નિની નજદિકમાં આવીને શ્રી સર્વજ્ઞ પરમાત્માનું સ્મરણ કરવા પૂર્વક એવી પ્રતિજ્ઞા જાહેર કરે છે કે–

**" हे लोकपाला ! लोकाश्च, सर्वे श्रुणुत यद्यहम् ।**
**अन्यमभ्यलषं रामात्, तदाग्निर्मां दहत्वयम् ॥ १ ॥**
**" अन्यथा तु सुखस्पर्शो, वारीवास्त्वित्युदीर्य सा ।**
**झंपां स्मृतनमस्कारा, ददौ तस्मिन् हुताशने ॥ २ ॥**

સીતાજીએ લોકપાલો અને લોકો–બન્નેને ઉદ્દેશીને કહ્યું કે–'તમો સર્વે સાંભળો ! જો મેં એક માત્ર રામ સિવાય અન્ય કોઈની પણ અભિલાષા કરી હોય, તો આ અગ્નિ મને બાળો ! અન્યથા, આ અગ્નિનો સ્પર્શ મને જલ-સ્પર્શના સમાન સુખસ્પર્શ રૂપ બનો !'

સીતાજીની મક્કમતા જેવી–તેવી નથી, કારણ કે–સીતાજીની શીલસંપન્નતા અનુપમ છે. મહાસતી સીતા-જીએ પરપુરૂષની ઈચ્છા સરખી પણ કરી નથી. કોઈ પણ સંયોગોમાં સતી સ્ત્રીઓ પરપુરૂષોની ઈચ્છા કરે જ નહિ. જ્યાં પરપુરૂષની ઈચ્છાને પણ સ્થાન ન હોય,

ત્યાં તથાપ્રકારના રાગથી યુક્ત એવો વાર્ત્તાલાપ અગર તો દેહસ્પર્શ તો હોય જ શાનો ?

સીતાજીએ તો એ પ્રમાણે કહીને અને શ્રી નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરીને, સીધો જ પેલા હુતાશનમાં ઝંપાપાત કર્યો.

### અગ્નિના સ્થાને જલ :

મહાસતી સીતાજીએ ઝંપાપાત કર્યો તેની સાથે જ અગ્નિપૂર્ણ ખાડો જલપૂર્ણ બની ગયો. અગ્નિના સ્થાને સ્વચ્છ પાણીથી પરિપૂર્ણ વાપીનો દેખાવ થઇ ગયો. ક્ષણ પહેલાં જે ખાડામાંથી અગ્નિની વિકરાલ જ્વાલાઓ નીકળતી હતી, ત્યાંથી જ સ્વચ્છ જલ ઉભરાવા લાગ્યું. સીતાજીના સતીભાવથી તુષ્ટ બનેલા દેવતાના પ્રભાવથી, સીતાજી સિંહાસનસ્થિતા લક્ષ્મીની જેમ પદ્મકમળ ઉપર બેઠેલાં સૌના જોવામાં આવ્યાં.

### પાણીના પ્રસારથી ભયપ્રસાર :

હવે એ ખાડામાંથી ઉભરાતું પાણી ફેલાવા લાગ્યું. પાતાલ ફુટયું હોય તેમ એ પાણી વેગબંધ પ્રસાર પામવા લાગ્યું. પાણીના એ વેગબંધ પ્રસારથી જૂદી જૂદી જાતિના અવાજો નીકળવા લાગ્યા અને સમુદ્રના જલની જેમ તે પાણી આવર્ત્તો લેવા લાગ્યું. ઉછાળા મારવા સાથે વેગબંધ પ્રસાર પામતા તે પાણીમાં મોટા

મોટા મંચો પણ તણાવા લાગ્યા. લોકો સીતાજીના સતીપણાની પ્રતીતિથી આનંદ પામ્યા, પણ પોતાના જીવનનાશનો સમય જોઈ મુંઝાયા. જ્યાં રાજા-મહારાજાના મંચો પણ તરવા માંડે, ત્યાં-'હવે થશે શું ?'-એવી ભીતિ તો લાગે જ ને? અગ્નિને વધતો અટકાવવામાં પાણી કામ લાગે, પણ પાણીના વેગને અગ્નિ રોકી શકે જ નહિ. પરિમિત વેગ હોય તો તો માટી વિગેરે કામ લાગે, પણ પાતાલ ફુટવા જેવું હોય ત્યાં થાય શું ? આથી સૌ કોઈ એકદમ ભયભ્રાન્ત બની ગયું. ભયભ્રાન્ત બનેલા વિદ્યાધરો તો આકાશમાં ઉડી ગયા, પણ ભૂચરો મુંઝાયા, કારણ કે-તે ક્યાં જાય?

**સીતાજીએ કરેલું ભૂચરોનું સંરક્ષણ :**

મહાન આત્માઓ પાસે દિવ્ય કરાવવામાંય મોટું જોખમ છે. અત્યારે સીતાજી સહજ પણ આવેશમાં આવી જાય તો શું થાય?

**સ૦** સત્યનાશ વાળી દે.

સીતાજીને જો એમ થઇ જાય કે-'આ લોકોએ મારી ઘણી ખોટી નિન્દા કરી છે, જરા સ્વાદ ચાખવા દો!' -તો કારમો અનર્થ જ થઈ જાય ને? પણ નહિ, સીતાજી એમ કરે જ નહિ. સીતાજી તો પરમ વિવેકવાળાં છે. એમના હૈયામાં આવા વખતે ક્રોધને નહિ પણ દયાને જ સ્થાન હોય. ભયભ્રાન્ત વિદ્યાધરો આકાશમાં ઉડી ગયા

અને ભૂચરો પોકાર કરવા લાગ્યા કે-' હે મહાસતિ સીતે! અમને બચાવો! અમને બચાવો!' ભૂચરોના આવા પોકારથી પ્રેરાઇને સીતાજીએ પોતાના હાથેથી તે ઉછળતા પાણીને પાછું વાળ્યું અને તેમના પ્રભાવથી તે પાણી માત્ર વાપી પ્રમાણ થઈ ગયું.

અહીં તે વાપીનું વર્ણન કરતાં પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-

" उत्पलैः कुमुदैः पद्मैः, पुंडरीकैर्निरंतरा।
सौरभोद्भ्रान्तभृंगाली-संगीता हंसमालिनी ॥ १ ॥

" आस्फलद्वीचिनिचय-मणिसोपानबंधुरा।
बद्धोभयतटा रत्नो,-पलैर्वापी बभूव सा ॥ २ ॥"

કહે છે કે-એ વાપી ઉત્પલો, કુમુદો, પદ્મો અને પુંડરીકોથી પરિપૂર્ણ હતી: સુગંધથી ઉદ્ભ્રાન્ત બનેલો જે ભ્રમસમૂહ-તેના સંગીતવાળી હતી: હંસનો પણ ત્યાં અભાવ નહિ હતો અને મણિસોપાનોથી તે વ્યાપ્ત હતી કે જે મણિસોપાનો સાથે જલતરંગો અફળાયા કરતા હતા: વળી તે વાપીના બન્ને તટો પણ રત્નોપલોથી બાંધેલા હતા: વાત પણ સાચી છે કે-દેવશક્તિથી નિર્માએલી વાપીમાં કમીના હોય જ શાની? ત્યાં તો ઉત્તમમાં ઉત્તમ કોટિની સામગ્રી હોય.

**લવણ-અંકુશ સીતાજીની સમીપે :**

આ બધું જોઈને આકાશમાં રહેલા શ્રી નારદજી આદિએ સીતાજીના શીલની પ્રશંસા કરતાં થકાં નાચવા માંડ્યું અને સંતુષ્ટ બનેલા દેવતાઓએ સીતાજીની ઉપર પુષ્પોની વૃષ્ટિ કરી. લોકોએ પણ ઘણા ઉચ્ચ સ્વરે સીતાજીના શીલનો જયનાદ ઉચ્ચારવા માંડ્યો. પોતાની માતાના આવા પ્રભાવને જોવાથી અતિશય આનંદને પામેલા લવણ અને અંકુશ તરત જ તે વાપીમાં પડ્યા અને હંસની જેમ તરતા તરતા તે બન્ને સીતાજીની પાસે ગયા. પોતાની માતા આવા પ્રભાવસંપન્ન શીલને ધરનારી છે, એ આ રીતિએ જોયા અને જાણ્યા પછી, કયા પુત્રોનું હૈયું હર્ષના ઉછાળાઓથી વંચિત રહે? સીતાજીએ તે બન્નેને મસ્તક ઉપર સુંઘીને પોતાની બન્ને બાજુએ બેસાડ્યા. આથી તે બન્ને નદીના બે કાંઠે રહેલાં હાથીનાં બચ્ચાંની જેમ શોભાવા લાગ્યા.

**ઉત્કર્ષમાં ઉન્માદ નહિ-અપકર્ષમાં દીનતા નહિ :**

હવે જે બનાવ બને છે, તે ખૂબ ખૂબ ધ્યાનમાં લેવા જેવો છે : સદા યાદ રાખીને મનન કરવા જેવો છે. પ્રભાવ આટલી હદ સુધી પ્રત્યક્ષ થવા છતાં લેશ પણ ઉન્મત્તતા ન આવે, એ સહેલું નથી. આટલો જબ્બર મહિમા જીરવવો, એ પરમ વિવેકશીલ આત્માઓને માટે જ સુશક્ય છે. ધર્મશીલ આત્માઓને

ઉત્કર્ષમાં ઉન્માદ ન આવે અને અપકર્ષમાં દીનતા ન આવે. ઉત્કર્ષના સમયે ઉન્માદને આધીન બનનારાઓ અપકર્ષના સમયે અદીન રહી શકે, એ અસંભવિત પ્રાયઃ છે. દુન્યવી ઉત્કર્ષ અને દુન્યવી અપકર્ષ—એ બન્નેય શુભાશુભ કર્મના ઉદયથી થાય છે. આથી ઉત્કર્ષ કે અપકર્ષની વેળાએ, વિવેકી આત્માઓ, તે શાથી બને છે એનો પણ વિચાર કરવાનું ચૂકતા નથી. મહાસતી સીતાજીએ પણ આ સમયે એવો જ વિચાર કર્યો છે.

### શ્રી રામચન્દ્રજીની સીતાજીને વિજ્ઞપ્તિ :

શ્રી લક્ષ્મણજીએ, શત્રુઘ્ને, ભામંડલે, બિભીષણે અને સુગ્રીવ આદિએ મહાસતી સીતાજીને ભક્તિપૂર્વક નમસ્કાર કર્યો. તે પછી અતિ મનોહર કાંતિવાળા શ્રી રામચન્દ્રજી પણ સીતાજીની પાસે આવ્યા. શ્રી રામચન્દ્રજી અતિ મનોહર કાંતિવાળા હોવા છતાં પણ, અત્યારે તેઓ પશ્ચાત્તાપ અને લજ્જાથી પણ પૂર્ણ બનેલા હતા. સીતાજીના દિવ્યની સફલતાથી અને એથી તેમનો મહિમા વધવાથી શ્રી રામચન્દ્રજીનું હૈયું હર્ષથી નાચી ઉઠે એ જેમ સ્વાભાવિક છે, તેમ કેવલ ખલજનોની ઉક્તિને આધીન બનીને પોતે આવી મહાસતી પત્નીનો ઘોર અરણ્યમાં ત્યાગ કરાવ્યો તેમજ તે પછીથી પણ આવું દિવ્ય કરાવવાનો આગ્રહ સેવ્યો, એથી તેમને પશ્ચાત્તાપ થાય તથા લજ્જા આવે તે ય સ્વાભાવિક છે.

પશ્ચાત્તાપ અને લજ્જાથી પૂર્ણ બનેલા શ્રી રામચન્દ્રજી, અંજલિ રચીને, મહાસતી સીતાજીને કહે છે કે–

" स्वभावादप्यसद्दोष–ग्राहिणां पुरवासिनाम् ।
छंदानुवृत्या त्यक्तासि, मया देवि ! सहस्व तत् ॥ १ ॥

" त्यक्तोग्रश्वापदेऽरण्येऽ–जीवस्त्वं स्वप्रभावतः ।
एकं दिव्यं तदप्यासीन्,–नाज्ञासिषमहं पुनः ॥ २ ॥

" क्षान्त्वा सर्वं ममेदानी–मिदमध्यास्य पुष्पकम् ।
चलस्व वेश्मनि प्राग्वद्, रमस्व सहिता मया ॥ ३ ॥ "

શ્રી રામચન્દ્રજી સૌથી પહેલી વાત એ કરે છે કે–પુરજનોએ તમારા અસત્ એવા પણ દોષને ગ્રહણ કર્યો, એમાં તમારો દોષ નહિ હતો, પણ પુરજનોના સ્વભાવનો જ દોષ હતો. લોકનો સ્વભાવ જ એવો છે કે–અસત્ પણ દોષને ગ્રહણ કરીને નિન્દા કરે. હું પણ એવો કે–સ્વભાવથી જ અસદ્ દોષને ગ્રહણ કરનારા પુરજનોના છંદને અનુસરીને મેં તમારો ત્યાગ કર્યો. દેવિ ! મારા એ કૃત્યને તમે સહો ! વળી મારાથી તજાએલાં તમે, મહા હિંસક પ્રાણિઓવાળા અરણ્યમાં તમારા પ્રભાવથી જીવતાં રહી શક્યાં, એ એક દિવ્ય હોવા છતાં તેને પણ હું સમજી શક્યો નહિ ! મારા તે સર્વ કૃત્ય બદલ તમે ક્ષમા કરો, આ પુષ્પક વિમાનમાં બેસીને ઘેર પધારો અને પૂર્વની જેમ મારી સાથે રમો !

**સીતાજીનો વિવેકમય ઉત્તર :**

આટલાં આટલાં કષ્ટો ભોગવ્યા પછી અને કારમા અશુભોદયનો અનુભવ કરી લીધા પછી સીતાજી પાછાં ઘેર જાય ? તથાપ્રકારના સત્ત્વ આદિના અભાવે કોઇને આટલા પછી પણ ઘેર જવું પડે તો તે જૂદી વાત છે, પણ મહાસતી સીતાજી તો પરમ સત્ત્વશીલા છે. એ તો અત્યારે પરમ વિવેકશીલ આત્માઓને માટે અતિ સ્વાભાવિક એવા નિર્ણય ઉપર છે. શ્રી રામચન્દ્રજીના કથનને સાંભળતાંની સાથે જ–

**" सीताप्युचे न ते दोषो, न च लोकस्य कश्चन।**
**न चान्यस्यापि कस्यापि, किन्तु मत्पूर्वकर्मणाम् ॥१॥ "**

શ્રી રામચન્દ્રજીએ લોકનો અને પોતાનો દોષ જણાવ્યો, પણ મહાસતી સીતાજી કહે છે કે–તેમાં નથી તો આપનો કોઈ દોષ, નથી તો લોકનો કોઈ દોષ કે નથી તો અન્ય કોઇનો દોષ : દોષ છે કેવળ મારાં પૂર્વ કર્મોનો જ ! વિચારો કે–સીતાજી કેટલાં બધાં વિવેકશીલ છે ? તેઓ સમજે છે કે–લોક અને શ્રી રામચન્દ્રજી વિગેરે તો નિમિત્ત માત્ર : મારાં પૂર્વકર્મો તથાપ્રકારનાં ન હોય, તો લોકથી, રામથી કે અન્ય કોઈથી પણ મને કશું જ કરી શકાય નહિ. મૂળ દોષ મારાં પૂર્વકર્મોનો જ !

આ રીતિએ પોતાનાં પૂર્વકર્મોના દોષને વિચારીને કે વર્ણવીને જ સીતાજી અટક્યાં છે એમ પણ નથી. સીતા-

જીએ તો પોતાનાં કર્મોના ઉચ્છેદ માટે જ પ્રયત્નશીલ બનવાનો નિર્ણય કર્યો છે. પોતાના એ નિર્ણયને જાહેર કરતાં સીતાજી કહે છે કે–

"**निर्विण्णा कर्मणामीदृग्–दुःखावर्त्तप्रदायिनाम् ।**
**ग्रहीष्यामि परिव्रज्यां, तेषामुच्छेदकारिणीम् ॥१॥**"

આ પ્રકારે દુઃખના આવર્ત્તને દેનારાં કર્મોથી હું નિર્વેદને પામી છું, એટલે હું તો તે કર્મોનો ઉચ્છેદ કરનારી જે પ્રવ્રજ્યા–તેને ગ્રહણ કરીશ.

**સીતાજીની દીક્ષા :**

આટલું કહીને સીતાજી શ્રી રામચન્દ્રજીના ઉત્તરની રાહ પણ નહિ જોતાં, પોતાની મુષ્ટિથી પોતાના માથાના વાળોને ઉખેડી નાખે છે અને શ્રી રામચન્જીને અર્પણ કરે છે. અહીં ચરિત્રકાર–પરમર્ષિ ફરમાવે છે કે–

"**शक्रस्येव जिनेश्वरः ।**"

ભગવાન શ્રી જિનેશ્વરદેવો પંચમુષ્ટિ લોચ કરીને માથાના વાળ જેમ ઈન્દ્રને અર્પણ કરે છે, તેમ સીતાજીએ પણ સ્વમુષ્ટિથી લોચ કરીને પોતાના માથાના વાળ શ્રી રામચન્દ્રજીને અર્પણ કર્યા.

શ્રી રામચન્દ્રજી તો સીતાજીનો નિર્ણય સાંભળીને અને તે નિર્ણયના અમલની તૈયારી જોઈને એકદમ

મૂર્છા પામ્યા અને મૂર્છિત બનેલા શ્રી રામચન્દ્રજી ઉભા થાય તે પહેલાં તો સીતાજી ત્યાંથી રવાના થઇને શ્રી જયભૂષણ નામના મુનિવરની પાસે પહોંચી ગયાં.

કેવળજ્ઞાની પરમર્ષિ શ્રી જયભૂષણે પણ તેમને વિધિપૂર્વક દીક્ષા આપીને સુપ્રભા નામનાં ગણિનીના પરિવારમાં તપ:પરાયણા બનાવ્યાં.

આટલે સુધી વર્ણન કરીને,–પરમ ઉપકારી, કલિકાલ-સર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ, આ શ્રી ત્રિષષ્ટિ–શલાકાપુરૂષ–ચરિત્ર નામના મહાકાવ્યના સાતમા પર્વનો '**સીતાજીની શુદ્ધિ અને વ્રતગ્રહણ**' નામનો નવમો સર્ગ સમાપ્ત કર્યો છે.



શ્રી

# જૈન રામાયણ

## સાતમો ભાગ



'શ્રી રામ-નિર્વાણ-ગમન'-નામનો

દશમો સર્ગ

: મૂળ રચયિતા :
પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ
આચાર્યભગવાન શ્રીમદ્
—હેમચન્દ્રસૂરીશ્વરજી મ.



: વિવેચનકાર :
પરમ શાસનપ્રભાવક, વ્યા. વા.
આચાર્યદેવ શ્રીમદ્
—વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મ.

તારણ સમો છેલ્લો સર્ગ:

આજથી આપણે 'શ્રીરામ-નિર્વાણ-ગમન' નામના દશમા સર્ગને વાંચવાનું શરૂ કરીએ છીએ. પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલા 'શ્રી ત્રિષષ્ઠિ-શલાકાપુરૂષ-ચરિત્ર' નામના મહાકાવ્યમાંના 'શ્રી જૈન રામાયણ' તરીકે ઓળખાતા વિભાગનો આ છેલ્લો સર્ગ છે. આ સર્ગમાં મુખ્યત્વે પૂર્વભવોનું વર્ણન છે તેમજ શ્રી રામચન્દ્રજી આદિએ આરાધના કરીને કેવી કેવી સ્થિતિને પ્રાપ્ત કરી, એ વિગેરે વાતોનું સૂચન છે. આ સર્ગને આપણે શ્રી જૈન રામાયણના તારણ તરીકે પણ ઓળખી અને ઓળખાવી શકીએ એવું છે. 'રામાયણ એટલે રજોહરણની ખાણ'-એ વાત આપણે શરૂઆતમાં વિચારી હતી અને આ સર્ગમાં તો વિશેષે કરીને એ વાતનો તમને ડગલે ને પગલે સાક્ષાત્કાર થયા વિના નહિ રહે. ઉત્તમ આત્માઓને સામાન્ય સામાન્ય નિમિત્તો પણ વૈરાગ્યનું કારણ બને છે-એ વાતનો તેમજ જે

નિમિત્તો અયોગ્ય આત્માઓને કારમી દુર્દશાનો ભોગ બનાવી દે છે, તેવાં પણ નિમિત્તોને સુયોગ્ય આત્માઓ ઉચ્ચ કોટિની ઉન્નત દશાનું કારણ બનાવી દે છે—એ વાતનો ખ્યાલ, આ સર્ગમાંથી ઘણી જ સહેલાઇથી અને ઘણી જ સુન્દર રીતિએ મેળવી શકાય તેમ છે. આ ઉપરાન્ત, મોહનું જોર કેટલીક વાર મહા વિવેકી અને વિચક્ષણ એવા પણ આત્માઓને, અમુક સમયને માટે કેવા ભાનભૂલા બનાવી દે છે, પાપકર્મો ભલભલા આત્માઓને પણ કેવી કેવી રીતિએ રંજાડે છે અને દુષ્કર્મોના પ્રતાપે નરકે ગએલા અલ્પસંસારી આત્માઓને પણ કેવાં કેવાં કષ્ટો ભોગવવાં પડે છે—એ વિગેરે ઘણી ઘણી વાતો, આ સર્ગના વાંચનથી અને શ્રવણથી જાણવા અને વિચારવા આદિ માટે મળી રહે તેમ છે. આ સર્ગમાં આવતી વાતો, આપણા હૈયાને જેવી રીતિએ સ્પર્શવી જોઇએ તેવી રીતિએ જો સ્પર્શી જાય, તો વૈરાગ્યની તાકાત નથી કે—તે આપણાથી છેટો રહી શકે. અશુભ કર્મોના ઉદયથી પ્રાપ્ત થએલી દુઃખમય અવસ્થામાં પણ, દુઃખથી કેમ બચી શકાય અને સુખને કેમ અનુભવી શકાય—એ કીમીયો શીખવો હોય, તો તેને માટે ય, આ સર્ગ એ પણ એક ઉત્તમ સાધન છે. આ સર્ગમાં આવતી હકીકતોના આલંબનથી, આત્મા ધારે તો ઘણી ઘણી વાતોનો હિતકર વિચાર કરી શકે તેમ છે. પ્રસંગે પ્રસંગે જે જાતિના કલ્યાણકારી વિચારો કરવા જોઇએ તે જાતિના

વિચારો કરવાના લક્ષ્યવાળા બન્યા રહેશો, તો આ સર્ગનું શ્રવણ તમારા મનોમન્દિરમાં અનુપમ કોટિનો પ્રકાશ પ્રગટાવ્યા અને પ્રસરાવ્યા વિના નહિ રહે.

## શ્રી રામચન્દ્રજીનો રોષ :

હવે આપણે એ જોઇએ કે–આ ચરિત્રના રચયિતા પરમર્ષિ દશમા સર્ગમાં શું ફરમાવે છે!

નવમા સર્ગના અન્તભાગમાં આપણે જોઈ આવ્યા છીએ કે–મહાસતી સીતાજીને અગ્નિપ્રવેશના દિવ્યમાં વિસ્મયકારક સફલતા પ્રાપ્ત થઈ, તેમના અનુપમ શીલની સર્વત્ર પ્રશંસા થવા લાગી અને ખૂદ શ્રી રામચન્દ્રજીએ પોતાનાં સર્વ અનુચિત કાર્યોને માટે ક્ષમા યાચવા સાથે સીતાજીને પુષ્પક વિમાનમાં બેસીને રાજમન્દિરે ચાલવાનું તેમજ ત્યાં જઇને પૂર્વવત્ ભોગસુખો ભોગવવાનું સૂચન કર્યું. આ બધાના ઉત્તર રૂપે સીતાજીએ કહી દીધું કે–મારે જે દુઃખો ભોગવવાં પડ્યાં, તેમાં આપનો, લોકનો કે અન્ય કોઇનો દોષ નથી: મારાં પૂર્વકર્મોનો જ એ દોષ છે. આ રીતિએ પોતાનાં પૂર્વકર્મોના દોષને યાદ કરીને, સીતાજીએ એમ પણ કહ્યું કે–આ પ્રકારનાં દુઃખના આવર્ત્તોને દેનારાં કર્મોથી હું નિર્વેદને પામી છું અને એથી હું તો એ કર્મોનો ઉચ્છેદ કરનારી પ્રવ્રજ્યાને જ ગ્રહણ કરીશ. પોતાના આ નિર્ણયને જાહેર કરતાંની સાથે જ તેનો અમલ કરતાં હોય તેમ,

સીતાજીએ પોતાની મુષ્ટિથી જ પોતાના માથાના કેશોનો લોચ કરી નાખ્યો અને પોતાના તે કેશો તેમણે શ્રી રામચન્દ્રજીને અર્પણ કર્યા. સીતાજીના આ પ્રકારના વર્ત્તનથી સખ્ત આઘાતને પામેલા શ્રી રામચન્દ્રજી મૂર્છાધીન બની ગયા, પણ સીતાજી તો એમની મૂર્છા ઉતરે એની રાહ જોવાને માટે પણ થોભ્યાં નહિ. એ થોભ્યાં હોત તો જે સુન્દર પરિણામ આવ્યું, તે કદાચ ન આવત અને રામાયણનો અન્તભાગ કોઈ બીજા જ રૂપમાં આલેખાત. ત્યાંથી રવાના થઈને સીતાજી શ્રી જયભૂષણ નામના કેવલજ્ઞાની મહર્ષિની સમીપે પહોંચી ગયાં અને એ કેવલજ્ઞાની મહર્ષિએ સીતાજીને વિધિ મુજબ દીક્ષા પણ આપી દીધી.

આ રીતિએ સીતાજી રવાના થઈ ગયા બાદ, શ્રી રામચન્દ્રજીનું શું થયું-એ વિગેરે વૃત્તાન્તોનું દિગ્દર્શન કરાવતાં, પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા, આ દશમા સર્ગના પ્રારંભમાં ફરમાવે છે કે-

"अथ सिक्तश्चन्दनेन, लब्धसंज्ञो रघूद्वहः ।
व्याजहार क्व ननु सा, सीतादेवी मनस्विनी ? ॥१॥

"भो भूचराः खेचराश्च, न चेद्यूयं मुमूर्षवः ।
तन्मे लुंचितकेशाम,-प्याशु दर्शयत प्रियाम् ॥२॥

"वत्स वत्सैहि सौमित्रे, तूणौ तूणौ धनुर्धनुः ।
यदमी सन्त्युदासीनाः, सुस्थिता दुस्थिते मयि ॥३॥

" इत्युक्त्वा धन्व गृह्णंतं, तं नत्वा लक्ष्मणोऽब्रवीत् ।
आर्यार्य ! किमिदं ? लोकः, खल्वेष तव किंकरः ॥४॥

" सीतां यथा दोषभीतोऽत्याक्षीस्त्वं न्यायनैष्ठिकः ।
भवभीता स्वार्थनिष्ठा, तथा सा सर्वमत्यजत् ॥५॥

" प्रत्यक्षमिह वः सीता, स्वयमुत्पाटय कुंतलान् ।
आददे विधिवद् दीक्षां, जयभूषणसंनिधौ ॥६॥

" इदानीमेव तस्यर्षे-रुदपद्यत केवलम् ।
तज्ज्ञानमहिमावश्य-कृत्यमस्ति तवापि हि ॥७॥

" तत्रास्ते स्वामिनी सीता, स्वामिन्नात्तमहाव्रता ।
दर्शयन्ती मुक्तिमार्गं, सतीमार्गमिवानघा ॥८॥ "

એક તરફ સીતાજી પ્રવ્રજ્યા ગ્રહણ કરવાની અભિલાષાથી રવાના થઇ ગયાં અને બીજી તરફ શ્રી લક્ષ્મણજી આદિએ શ્રી રામચન્દ્રજીને ચન્દનજલથી સિંચ્યા. ચન્દનજલના સિંચનથી શ્રી રામચન્દ્રજીને સંજ્ઞાની પ્રાપ્તિ થઈ. સંજ્ઞા પામેલા શ્રી રામચન્દ્રજીએ બધે નજર દોડાવી જોઈ, પણ ક્યાંય સીતાજીનું દર્શન થયું નહિ. આથી શ્રી રામચન્દ્રજી પૂછે છે કે-' એ મનસ્વિની સીતાદેવી છે ક્યાં ? '

શ્રી રામચન્દ્રજીને એ પ્રશ્નનો જવાબ મળતો નથી. સંખ્યાબંધ ભૂચરો અને સંખ્યાબંધ ખેચરો શ્રી રામચન્દ્રજીની તહેનાતમાં હાજર છે, પણ એમાંનો એક પણ ભૂચર કે એક પણ ખેચર શ્રી રામચન્દ્રજીને તેમના

પ્રશ્નનો ઉત્તર આપતો નથી. આથી શ્રી રામચન્દ્રજી એકદમ રોષાયમાન બની જાય છે.

શ્રી રામચન્દ્રજી સંજ્ઞા પામ્યા છે, પણ મોહના ઘેનથી મુક્ત બન્યા નથી. આ દશામાં તેમને આવા વખતે કારમો પણ આવેશ આવી જાય, એ કોઇ અશકય બીના નથી. એક તો સીતાજીને પોતે ક્ષમા આપવાનું કહીને રાજમન્દિરે આવવાનું કહ્યું ત્યારે સીતાજીએ દીક્ષા લેવાની વાત કરીને પોતાના માથાના કેશોનો પોતાના હાથે જ લોચ કરીને તે કેશો શ્રી રામચન્દ્રજીને અર્પણ કર્યા તેમજ શ્રી રામચન્દ્રજી મૂર્ચ્છાધીન બન્યા તે છતાં સેવામાં બેસવાને બદલે ચાલ્યાં ગયાં અને હવે પોતે પૂછે છે કે–'તે મનસ્વિની સીતાદેવી કયાં છે?' તો એનો કોઇ જવાબ આપતું નથી! આ દશામાં, મોહની મૂર્ચ્છામાં સપડાએલા અને પોતાની આજ્ઞાને અનુલ્લંઘનીયા માનતા શ્રી રામચન્દ્રજી ક્રોધથી ધમધમી ઉઠે, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ.

રોષાયમાન બનેલા શ્રી રામચન્દ્રજી, ત્યાં રહેલા ભૂચરો અને ખેચરોને ઉદ્દેશીને કહે છે કે–'જો તમે મરવાની ઇચ્છાવાળા ન હો, તો હજુ પણ હું તમને કહું છું કે–લુંચિત કેશા એવી પણ તે મારી પ્રિયાને તમે મને સત્વર બતાવો!'

શ્રી રામચન્દ્રજીએ આ પ્રમાણે કહ્યું તે છતાં પણ

કોઇ કાંઈ જ બોલતું નથી. બધા મૂંગા ઉભા છે. આવા વખતે બોલવાની હિંમત પણ કરે કોણ? સ્વાભાવિક રીતિએ સૌને એમ થાય કે-અત્યારે તે બોલે, કે જેને માથે કાળ ભમતો હોય. આવા વખતે શ્રી રામચન્દ્રજીની પાસે કાંઇ પણ બોલવું, એ જેવું-તેવું જોખમ છે? વળી કહેવું પણ શું? સીતાજીને સમજાવી-પટાવીને પાછાં લાવી શકાય એવી સ્થિતિ રહી નથી, કારણ કે-એ તો દીક્ષિત બની ચૂકયાં છે: અને અહીં દીક્ષાની વાત સંભળાવવી એ ગજબનાક જોખમ ખેડવા જેવું છે.

આ રીતિએ જ્યારે કોઇ જ કાંઇ બોલતું નથી અને સૌ કોઇ ઉદાસીન મુખે ઉભા રહ્યા છે, ત્યારે શ્રી રામચન્દ્રજીને એમ થઈ જાય છે કે-મારી સામે આ હિંમત? તરત જ તેઓ શ્રી લક્ષ્મણજીના નામના પોકારો કરે છે, તેમને પોતાની પાસે આવવાનું જણાવે છે અને પોતાને ધનુષ્ય-બાણ આપવાનું સૂચન કરે છે. શ્રી રામચન્દ્રજીની એ ઇચ્છા છે કે-આ બધાને હું ઉડાવી દઉં, કારણ કે-હું દુસ્થિત છું તે છતાં પણ આ લોકો ઉદાસીનપણે સુસ્થિત છે!

**લબ્ધિ છતાં ઉપયોગશૂન્યતા :**

વિચાર કરો કે-મોહનો ઉત્પાત કેવો વિષમ છે? વિવેકી અને વિચક્ષણ આત્માઓ પણ, મોહના ઉછા-

ળાથી કેટલી બધી કારમી દુર્દશાના ભોગ બની જાય છે, એ વાત ખૂબ જ ધ્યાનમાં રાખવા જેવી છે.

**સ૦** આવા આત્માઓ પણ મોહના ઉછાળાથી આવા બની જાય છે, તો પછી વિવેક અને વિચક્ષણતાનું ફલ શું ?

વિવેક અને વિચક્ષણતાનું ફળ શું છે, એ હમણાં જ તમે જોઈ શકશો. અહીં તો મોહના પ્રાબલ્યનો વિચાર કરવા જેવો છે. અપ્રશસ્ત રાગના યોગે, તેવા પ્રકારનું નિમિત્ત મળતાં, આત્મા ભયંકર પણ પાપો આચરવાને તત્પર બની જાય છે : માટે ઉત્તમ વાત તો એ છે કે– અપ્રશસ્ત રાગનો ત્યાગ કરતા રહેવાનો પ્રયત્ન કરતા રહેવું અને સાથે સાથે મોહને ઉછાળો મારવાનાં નિમિત્તોથી જેમ બને તેમ બચતા રહેવું. આત્મામાં વિવેકગુણ પ્રગટયો એટલે અપ્રશસ્ત રાગ ગયો જ એમ માની લેવાનું નથી. વિવેકગુણ પ્રગટે એટલે અપ્રશસ્ત રાગની રૂચિ નાશ પામે, પણ અપ્રશસ્ત રાગ હોય તે પોતાનું કામ કરવા તો મથે જ ને ? વિવેકલબ્ધિ પ્રગટવા છતાં પણ એનો સતત ઉપયોગ જારી રહે એવી દશા પ્રાપ્ત થવી જોઈએ ને ? લબ્ધિસંપન્ન આત્મા પણ ઉપયોગશૂન્ય હોય તો છતી લબ્ધિએ માર ખાઈ જાય. આથી આત્મા ઉપયોગદશામાં જેમ બને તેમ વધારે સ્થિર બને એવો પ્રયત્ન કરવો, એજ વિવેકી અને વિચક્ષણ આત્માઓનું કર્ત્તવ્ય છે.

**શ્રી લક્ષ્મણજીની હિતશિક્ષા :**

અહીં તો શ્રી રામચન્દ્રજીએ શ્રી લક્ષ્મણજીના નામનો પોકાર કર્યો, પણ એ વખતે તો શ્રી લક્ષ્મણજી પણ ચૂપ રહ્યા. આથી શ્રી રામચન્દ્રજી જાતેજ ધનુષ્ય ગ્રહણ કરવાને તત્પર બન્યા.

શ્રી લક્ષ્મણજીએ જોયું કે-હવે બોલ્યા વિના ચાલે તેમ નથી. હવે જો શ્રી રામચન્દ્રજીને કહેવાજોગું નહિ કહેવામાં આવે તો કારમો અનર્થ મચ્યા વિના રહેશે નહિ અને આ હાલતમાં મારા સિવાય બીજો કોઈ શ્રી રામચન્દ્રજીને કહેવાજોગું કહી શકે એ શકય નથી.

આથી ધનુષ્યને ગ્રહણ કરતા શ્રી રામચન્દ્રજીને નમસ્કાર કરીને શ્રી લક્ષ્મણજી સૌથી પહેલી વાત તો એ કહે છે કે-' અરે આર્ય ! આર્ય ! આપ આ શું કરો છો ? આ સર્વ લોક તમારો સેવક જ છે ! '

આટલું કહ્યા પછીથી, શ્રી લક્ષ્મણજી, પોતાના વડિલ બન્ધુ શ્રી રામચન્દ્રજીને એવા શબ્દોમાં સીતા-જીએ દીક્ષા ગ્રહણ કર્યાની વાત સંભળાવે છે, કે જે શબ્દોના શ્રવણ માત્રથી મોહનો ઉભરો શમી જાય છે. એકદમ ઉભરાઈ જવાને તૈયાર થએલા દૂધમાં જેમ થોડું પાણી પડે અને દૂધનો ઉભરો શમી જાય, તેમ શ્રી લક્ષ્મણજીના શબ્દો કાને પડતાંની સાથેજ શ્રી રામચન્દ્રજીનો ક્રોધ શમી જાય છે અને એ શમતાંની

સાથે જ એમનામાં રહેલી વિવેકશીલતા અને વિચક્ષણતા પોતાનું કાર્ય શરૂ કરી દે છે. આંખવાળો આદમી પણ પડળ કે પડદો આદિ વચ્ચે આવી જતાં જોઇ શકતો નથી: પરન્તુ જ્યાં એ પડળ કે પડદો આદિ ખસી જાય છે, એટલે આંખ પોતાનું કામ કર્યા વિના રહેતી જ નથી. એ જ રીતિએ અહીં પણ શ્રી લક્ષ્મણજીના શબ્દો સંભળાતાં શ્રી રામચન્દ્રજીનું મોહનું જે કારમું પડળ હતું તે ભેદાય છે.

**આપે ન્યાયનિષ્ઠાથી ત્યાગ કર્યો તો**
**સીતાજીએ સ્વાર્થનિષ્ઠાથી ત્યાગ કર્યો :**

શ્રી લક્ષ્મણજી કહે છે કે–'ન્યાયનૈષ્ઠિક એવા આપે જેમ દોષથી ભય પામીને સીતાજીનો ત્યાગ કર્યો હતો, તેમ ભવથી ભય પામીને પોતાના આત્માના હિતમાં નિષ્ઠ બનેલાં સીતાદેવીએ સર્વનો ત્યાગ કર્યો છે!'

**સ૦** ઘણું જ અવસરોચિત.

સીધો આઘાત પહોંચાડીને સાન ઠેકાણે લાવે એવું! શ્રી લક્ષ્મણજી સૂચવે છે કે–તમે ન્યાયનિષ્ઠ બનીને સીતાજીનો ત્યાગ કર્યો કે નહિ? તમને તમારી ન્યાયનિષ્ઠામાં દોષ લાગવાનો ભય લાગ્યો, એટલે તમે સીતાજીનો ત્યાગ કર્યો હતો ને? હવે સીતાજી તમે ન્યાયનિષ્ઠ બન્યા હતા, તેમ સ્વાર્થનિષ્ઠ બન્યાં છે. તમને દોષની ભીતિ લાગી હતી, તો એમને ભવની

ભીતિ લાગી છે! આમાં એમણે ખોટું શું કર્યું છે? ન્યાયનિષ્ઠ અને દોષભીત બનેલા તમને જો સીતાજીનો ત્યાગ કરવાનો અધિકાર હતો, તો ભવભીત અને સ્વાર્થનિષ્ઠ બનેલાં સીતાજીને સર્વનો ત્યાગ કરવાનો અધિકાર શા માટે ન હોય? વળી તમે તો સીતાજીને કોઈ પણ પ્રકારની ખબર આપ્યા વિના જ સીતાજીનો ત્યાગ કર્યો હતો, જ્યારે સીતાજીએ તો અહીં આપની રૂબરૂમાં જ પોતાના હાથે પોતાના કેશોનો લોચ કર્યો હતો! આવું આવું સૂચવીને શ્રી લક્ષ્મણજી કહે છે કે–શ્રી જયભૂષણ મહાત્માની સમીપે સીતાજીએ વિધિપૂર્વક દીક્ષા ગ્રહણ કરી છે! વળી તે શ્રી જયભૂષણ નામના મહર્ષિને હમણાં જ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે અને તે જ્ઞાનનો મહિમા આપે પણ અવશ્ય કરવો જોઈએ. હે સ્વામિન્! મહાવ્રતોને ગ્રહણ કરી ચૂકેલાં સ્વામિની સીતા ત્યાં જ છે અને પાપરહિત એવાં તે સતીમાર્ગની જેમ મુક્તિમાર્ગને દર્શાવી રહ્યાં છે.

વડિલ બન્ધુની સેવા :

આપણે અત્યાર સુધીના અનેક પ્રસંગોમાં જોઈ ચૂકયા છીએ કે–શ્રી લક્ષ્મણજીનું શ્રી રામચન્દ્રજીની સાથેનું વર્ત્તન હંમેશને માટે એક આદર્શ લઘુબન્ધુને છાજતું જ રહ્યું છે. ક્યાંય તેમણે એવો વર્ત્તાવ કર્યો નથી, કે જે વર્ત્તાવ લઘુબન્ધુ તરીકે હીણો ગણાય. શ્રી

રામચન્દ્રજીની અને સીતાજીની એમણે જે સેવા બજાવી છે અને જે તાબેદારી ઉઠાવી છે, તેનો વિચાર કરો તો તમને લાગે કે–આવા લઘુબન્ધુ જવલ્લે જ મળે અને જેને આવા લઘુબન્ધુ મળે તે ઘણો પુણ્યવાન ગણાય. એટલી સેવા કરનાર અને એટલી તાબેદારી ઉઠાવનાર શ્રી લક્ષ્મણજી, અવસરે અવસરે કહેવાજોગું કહેવામાં પણ સદાને માટે તત્પર જ બન્યા રહ્યા છે. વિનય-પૂર્વક અવસરે કડક શબ્દો પણ તેમણે સંભળાવ્યા જ છે. પોતે વાસુદેવ છે, છતાં સર્વત્ર વડિલ બન્ધુ શ્રી રામચન્દ્રજીનો જ જયકાર બોલાય એમાં રાજી રહ્યા છે, વિનય જાળવવામાં ક્યાંય આંચ આવવા દીધી નથી, પણ તેવો અવસર આવી લાગ્યો તો શ્રી રામચન્દ્રજીને પણ હિતકર વાત તેમણે સંભળાવી જ છે. અવસરજોગ હિતકર વાત પદ્ધતિસર સંભળાવવી, એમાં વિનયનો ભંગ નથી. નાનો ભાઈ દુન્યવી સ્વાર્થ માટે મોટા ભાઈની સામે આંખ ઉંચી સરખી પણ ન કરે, પરન્તુ મોટો ભાઈ અયોગ્ય કાર્યવાહી કરતો હોય તો અવસરજોગ કડક પણ વાતો સંભળાવ્યા વિના રહે નહિ. એમ કરવું, એ પણ વસ્તુતઃ તો મોટા ભાઈની સેવા જ છે અને શ્રી લક્ષ્મણજીએ અત્યારે જે કાંઈ સંભળાવ્યું તે સંભ-ળાવવામાં પણ મોટા ભાઈની સાચી સેવા જ બજાવી છે.

**પરનારી–સહોદર છો ?**

આજે તમારે માટે એવો કોઈ પ્રસંગ ઉપસ્થિત

થઈ જાય, તો તમારો નાનો ભાઈ તમને આવી સલાહ આપે કે તમારો ઉન્માદ ખૂબ ખૂબ વધે અને તમારા હાથે તમારૂં તથા અનેકોનું સત્યાનાશ નીકળી જાય એવી સલાહ આપે? જો કે–આવો પ્રસંગ તમારે માટે સંભવિત જ નથી એમ કહીએ તો ચાલી શકે. સીતાજી જેવી શીલ અને સૌન્દર્ય–ઉભયથી શોભતી સ્ત્રી મળવી મહા મુશ્કેલ છે. આજે તો શીલહીના એવી પણ રૂપવતી સ્ત્રીઓની પૂંઠે પાગલ બનનારા ક્યાં ઓછા છે? વિષયના કીડાઓ સામાન્ય રૂપ જૂએ તો શીલહીના સ્ત્રી તરફ પણ ખેંચાયા વિના રહે ખરા? એવાઓને જો શીલ અને સૌન્દર્યથી શોભતી સ્ત્રી મળે, તો તો પછી પૂછવું જ શું? બાકી આજે તો રાગમાં ય પ્રમાણિકતા જેવું શું છે? આજે આનો રાગ અને કાલે કોઈ તેવી સામગ્રી અને અનુકૂળતા મળી ગઈ તો તેનો રાગ! કારમા વિષયરાગ વિના આવું ન બને. સ્વસ્ત્રીમાં પણ સંતોષ, એનો અર્થ સમજો છો? પરનો તો સર્વથા ત્યાગ અને સ્વમાં પણ ઉન્માદ નહિ! આજે સ્વસ્ત્રીસંતોષી ભલે થોડા હોય, પણ પરનારીસહોદર પણ કેટલા? પરસ્ત્રી ગમે તેટલી રૂપવતી હોય, પણ એના ઉપર પડેલી નજર સૂર્ય ઉપર પડેલી નજરની જેમ પાછી પડે ખરી? અને પરસ્ત્રીનો યોગ થઈ જાય, તો અગ્નિની જ્વાલાને ભેટતાં જેટલા ડરો છો અને ભાગો છો, તેટલા ડરો અને ભાગો ખરા? ઘરમાં શીલવતી

પત્ની હોય, પણ તક મળી જાય તો એનો અનાદર કરતાં પણ વાર લાગે? આમ છતાં એ સ્ત્રી દીક્ષા લેવા તૈયાર થાય તો? જે સ્ત્રીની સામે મહિનાઓ થયાં જોયું પણ ન હોય, તે સ્ત્રીને દીક્ષા લેવાની ભાવના થાય તો? પોતાના માર્ગમાં કાંટા જેવી હોય તો વાત જૂદી છે, બાકી થોડો ઘણો પણ રાગ હોય તો એ વખતે શું ન બોલાય કે શું ન કરાય? સાધુઓને અને સાધુધર્મને ભાંડ્યા વિના રહેવાય? એવો સમય આવી લાગે તો ભાઇઓ વિગેરે પણ કેવી સલાહ આપે? શ્રી લક્ષ્મણજીએ જેવી રીતિએ શ્રી રામચન્દ્રજીને સાફ સાફ વાતો સંભળાવી, તેવી રીતિએ આજનો ભાઈ કે સંબંધી સંભળાવે ખરો?

**સાચી સલાહ કોણ આપી શકે?**

શ્રી લક્ષ્મણજી ભોગી છે કે ત્યાગી? ભોગી હોવા છતાં પણ શ્રી લક્ષ્મણજી ત્યાગને કેવો માને છે? ત્યાગ પ્રત્યે તેમના હૈયામાં આદર ન હોત, તો સીતાજીએ સર્વનો ત્યાગ કર્યો તે વ્યાજબી કર્યું છે, એવું સમજાવી શકત ખરા? પોતાના વડિલ ભાઇને એવો ટોણો મારી શકત ખરા કે–ન્યાયનિષ્ઠ એવા તમે દોષના ભયથી સીતાજીનો ત્યાગ કર્યો હતો, તેમ ભવથી ભય પામેલાં સીતાજીએ સ્વાર્થનિષ્ઠાથી સર્વનો ત્યાગ કર્યો!? શ્રી લક્ષ્મણજીએ જે કહ્યું તે વ્યાજબી છે કે ગેરવ્યાજબી? તમને તમારો ભાઇ આવી વ્યાજબી વાત પ્રસંગસર

સંભળાવે ખરો ? જેના હૈયામાં સંસારત્યાગ પ્રત્યે અરૂચિ છે, એ ભાઈ કે સંબંધી, આવો કોઇ અવસર આવી લાગે તો તમને શાન્ત બનાવવાને બદલે ઉન્મત્ત જ બનાવે. સંસારત્યાગ પ્રત્યેની અરૂચિ ગયા વિના અને સંસાર-ત્યાગની રૂચિ પ્રગટ્યા વિના, કોઇ પણ આદમી કોઇને ય સાચી અને હિતકર સલાહ આપી શકે એ શકય નથી. તમે જેમને તમારા સગા અને સંબંધિઓ આદિ માનો છો, તે બધા તમારા પરલોકના મિત્ર છે કે દુશ્મન એ વાત વિચારવા જેવી નથી ? આ લોકમાં પણ એ તમારા કયાં સુધી ? તમારા યોગે એમને એમનો સ્વાર્થ હણાતો લાગે, તો એ શું કરે ? સહન કરી કરીને ય કેટલુંક સહન કરે ? વિષયસુખની અતિ લોલુપતાએ મર્યાદાઓને ચાવી ખાવા માંડી છે. પહેલાં દીકરા પત્નીની શીખવ-ણીથી બાપ સામે થવા લાગ્યા અને હવે પત્ની પતિની સામે થાય છે ! આ બધું શાથી ? વિષયરાગની અને કષાયની માત્રા વધી એથી કે ઘટી એથી ?

**કયી સ્વાર્થનિષ્ઠા હેવાન બનાવે અને**
**કયી સ્વાર્થનિષ્ઠા ઉપકારરત બનાવે ?**

વિષય અને કષાયની આધીનતામાં ફસેલા આત્મા-ઓની સ્વાર્થનિષ્ઠા હોળીઓ સળગાવે છે અને વિષય–કષાય રૂપ સંસારથી ભય પામેલા આત્માઓની સ્વાર્થ-નિષ્ઠા અમૃતનો છંટકાવ કરનારી નિવડે છે. સીતાજીએ સ્વાર્થનિષ્ઠ બનીને દીક્ષા ગ્રહણ કરી છે, પણ એ સ્વાર્થ-

નિષ્ઠા દુન્યવી સુખની પ્રીતિમાંથી નહિ, પરન્તુ સંસારની ભીતિમાંથી જન્મેલી છે. દુન્યવી સુખની પ્રીતિમાંથી જે સ્વાર્થનિષ્ઠા જન્મે છે, તે માણસને માણસ રહેવા દેતી નથી: હેવાન બનાવી દે છે અને પારકાં સુખોનો નાશ કરવા માટે રાક્ષસ જેવો બનાવી દે છે. દુન્યવી સુખના સ્વાર્થમાં નિષ્ઠ બનેલા આત્માઓ, પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે નિકટમાં નિકટના સંબંધિઓનું નિકંદન કાઢતાં પણ ન અચકાય તો એ અશકચ નથી. દુન્યવી સુખની પ્રીતિમાંથી જન્મેલી સ્વાર્થનિષ્ઠા જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ આદમી જગતને માટે વધારે ને વધારે શ્રાપભૂત બનતો જાય છે. એ જ રીતિએ ભવની ભીતિમાંથી જન્મેલી સ્વાર્થનિષ્ઠામાં આદમી જેમ જેમ વેગવાળો બનતો જાય છે, તેમ તેમ તે જગતને વધારે ને વધારે આશીર્વાદ રૂપ બનતો જાય છે. ભવની ભીતિના યોગે જન્મેલી સ્વાર્થનિષ્ઠા માણસને માત્ર પોતાનાં સંબંધિઓ ઉપર જ ઉપકાર કરનારો રહેવા દેતી નથી, માત્ર મનુષ્યજગત ઉપર જ ઉપકાર કરનારો રહેવા દેતી નથી, માત્ર આંખથી દેખી શકાય તેવા જીવો ઉપર જ ઉપકાર કરનારો રહેવા દેતી નથી, પણ જગતના સૂક્ષ્મ કે બાદર, બાહ્યદૃષ્ટિથી ગમ્ય કે બાહ્યદૃષ્ટિથી અગમ્ય–એ સર્વ જીવો ઉપર ઉપકાર કરનારો બનાવી દે છે: કારણ કે–એનામાં સારા ય જગતના પ્રાણી માત્રના કલ્યાણની ભાવના પ્રગટે છે, એથી એ પોતાની શકચતા

મુજબ પરકલ્યાણની સાધનામાં રત બને છે અને પોતાની એવી સ્થિતિ પેદા કરવાને માટે એ પ્રયત્નશીલ બને છે, કે જેવી સ્થિતિ પ્રાપ્ત થતાં તે કોઈ પણ કાળે કોઈના પણ અકલ્યાણમાં કારણભૂત ન બને.

**સંસારમાં સ્વાર્થઘાતક ઘણા છે
અને સ્વાર્થનિષ્ઠ થોડાક જ છે :**

સંસારમાં સ્વાર્થનિષ્ઠ કોણ નથી ? ઉપલક દૃષ્ટિએ વિચાર કરો તો તમને એમ જ લાગે કે–દુનિઆમાં સઘળા જ સ્વાર્થનિષ્ઠ છે : પણ જે આત્માઓ વિવેકપૂર્વક વિચાર કરી શકે છે, તેઓને એમ લાગ્યા વિના નહીં રહે કે–આ જગતમાં જો સાચા સ્વરૂપે સ્વાર્થનિષ્ઠ આત્માઓને શોધવા નીકળીએ, તો સ્વાર્થવિમુખ આત્માઓ ઘણા મળે, સ્વાર્થસન્મુખ આત્માઓ થોડા મળે અને સ્વાર્થનિષ્ઠ આત્માઓ જવલ્લે મળે. સ્વ એટલે આત્મા. સ્વાર્થનિષ્ઠ તે કહેવાય, કે જે આત્માનો અર્થ સાધવામાં નિષ્ઠ હોય. આવી સ્વાર્થનિષ્ઠાવાળા કેટલા ? ભવની ભીતિ પ્રગટયા વિના આવી સ્વાર્થનિષ્ઠા પ્રગટે નહિ અને ભવની ભીતિ જાગ્યા પછી પણ અનેક રીતિએ આત્મા જ્યારે લઘુકર્મી બને છે ત્યારે જ આ જાતિની સ્વાર્થનિષ્ઠા પ્રગટે છે. બીજી તરફ જૂઓ તો દુનિઆ જેને સ્વાર્થ-નિષ્ઠ કહે છે, તે શું વસ્તુતઃ સ્વાર્થનિષ્ઠ છે ? પાપથી આત્માનો અર્થ સધાય કે હણાય ? દુન્યવી સુખની

લાલસા એ જેવું-તેવું પાપ છે? દુન્યવી સુખસામગ્રી જાય તો ક્રોધ ઉપજે, આવે તો માન ઉપજે, મેળવેલી કે મેળવવા ધારેલી સામગ્રીની રક્ષાદિ માટે માયા અને ગમે તેટલું મળે તોય એની ભૂખ તો ભાગે જ નહિ. આ દશાથી સ્વાર્થ સધાય કે હણાય? દુનિઆ જેને સ્વાર્થનિષ્ઠ માને છે, તે તો વસ્તુતઃ સ્વાર્થઘાતક છે.

**સ૦** તો પછી સાચા સ્વાર્થનિષ્ઠોને પરમાર્થી તરીકે અને દુનિઆના સ્વાર્થિઓને સ્વાર્થનિષ્ઠ તરીકે કેમ ઓળખાવાય છે?

સાચો સ્વાર્થનિષ્ઠ પરમાર્થની ભાવનાથી પરિપૂર્ણ હોય છે તેમજ પોતાના નિમિત્તે કોઈનું પણ અહિત ન સધાય એની કાળજીવાળો હોય છે. પ્રત્યક્ષ વસ્તુ આ હોય, એટલે એવા આત્માઓ પરમાર્થી તરીકે ઓળખાય, એ પણ બરાબર અને સ્વાભાવિક છે. ઉપરાન્ત એવા આત્માઓને પરોપકારી આદિ તરીકે ઓળખાવવાથી દુનિઆના જીવોનું પારકાના ઉપકાર તરફ લક્ષ્ય દોરાય છે. આવી જ રીતિએ દુનિઆના જીવો પરમાર્થથી સ્વાર્થનિષ્ઠ નથી, બાકી પોતે માની લીધેલા અર્થમાં તો નિષ્ઠ જ છે ને? દુનિઆના જીવો અજ્ઞાનવશ અનર્થને અર્થ માને છે-એ વાત જૂદી છે. પણ એ વાતને બાજૂએ રાખીએ તો સૌ પોતે માનેલા અર્થની સાધનામાં તો નિષ્ઠ જ છે ને? આવી રીતિએ વિચાર કરો તો તરત સમજાઈ જાય કે-સાચો સ્વાર્થ-

નિષ્ઠ પરોપકારી આદિ તરીકે કેમ ઓળખાય છે અને વાસ્તવિક રીતિએ સ્વાર્થનિષ્ઠ તો નહિ પણ સ્વાર્થઘાતક આત્માઓ સ્વાર્થનિષ્ઠ આદિ તરીકે કેમ ઓળખાય છે!

**મોક્ષની તીવ્ર અભિલાષા પ્રગટ્યા વિના સાચા રૂપની સ્વાર્થનિષ્ઠા આવે નહિ :**

સાચા રૂપમાં સ્વાર્થનિષ્ઠ બનવાને ઇચ્છતા આત્માઓએ દુન્યવી સુખની પ્રીતિને ટાળવી જોઈએ અને ભવની ભીતિને પેદા કરવી જોઈએ. સાચા રૂપમાં સ્વાર્થનિષ્ઠ તેઓ જ બની શકે છે, કે જેઓના અંતરમાં મોક્ષની તીવ્ર અભિલાષા પ્રગટે છે. મોક્ષ એટલે શું ? આત્માના અનન્તજ્ઞાનાદિમય સ્વાભાવિક સ્વરૂપનું પ્રગટીકરણ—આત્માની પરમ વિશુદ્ધાવસ્થા, એ જ આત્માની મુક્તાવસ્થા છે. અત્યારે આપણો આત્મા કર્મના સંયોગવાળો છે. આત્માની સઘળી જ મલિનતા આત્માના કર્મ સાથેના સંયોગને આભારી છે. આત્માને એક ગતિમાંથી બીજી ગતિમાં અને એક ભવમાંથી બીજા ભવમાં—એમ અનન્તો કાળ થયાં સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે, તેમાં એક માત્ર કારણ આત્માનો જડ કર્મો સાથેનો સંયોગ છે. આત્મા એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં—એમ અનાદિકાલથી અનન્તો કાળ થયાં પરિભ્રમણ કરે છે, એ સૂચવે છે કે—આત્મા એ અવિનાશી અગર તો શાશ્વત દ્રવ્ય છે.

શાશ્વત સ્વભાવવાળા આત્માને પણ જન્મ–મરણો આદિનાં દુઃખો ભોગવવાં પડે છે, તે આત્મા સાથે કર્મનો સંયોગ છે માટે! એ સંયોગ ટળે, એટલે આત્મા પોતાની પરિપૂર્ણ શુદ્ધ દશામાં શાશ્વત કાળ સુસ્થિત બન્યો રહે. એ દશામાં દુઃખની સંભાવના નથી, કારણ કે–સઘળાં જ દુઃખોનું મૂળ કર્મસંયોગ છે અને મુક્તાત્મા તે જ કહેવાય છે કે જે કર્મસંયોગથી સર્વથા મુક્ત બન્યો હોય. આવી દશા પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં જે રક્તતા, એનું જ નામ સાચી સ્વાર્થનિષ્ઠા છે. હવે વિચારો કે–મોક્ષની તીવ્ર અભિલાષા પ્રગટ્યા વિના આવી સાચા રૂપની સ્વાર્થનિષ્ઠા આવે એ શકય છે?

સ૦ નહિ જ.

અને દુન્યવી સુખની પ્રીતિ ટળ્યા વિના તેમજ ભવની ભીતિ પ્રગટયા વિના તીવ્ર મોક્ષાભિલાષા પ્રગટે, એ પણ શકય છે?

સ૦ એ પણ અશકય છે.

આપણે સાચા સ્વરૂપે સ્વાર્થનિષ્ઠ છીએ?

સ૦ નાજી.

સાચા સ્વાર્થનિષ્ઠ નહિ તો સાચા સ્વાર્થની સન્મુખ બનેલા છીએ? સીતાજી તો સાચા રૂપમાં સ્વાર્થનિષ્ઠ બન્યાં, કારણ કે–એમને ભવની ભીતિ લાગી! આપણને ભવની પ્રીતિ છે કે ભીતિ?

સ૦ એવા વિચાર કરવાની ખામી છે.

ભવસ્વરૂપ સંબંધી વિચારો નથી થતા, એ ખરેખર ખામી રૂપ લાગે છે કે કેમ, એ પણ એક સવાલ છે.

**શ્રી રામચન્દ્રજી શ્રી જયભૂષણ પાસે :**

આપણે જોઈ ગયા છીએ કે–શ્રી લક્ષ્મણજીએ સીતાજીની દીક્ષા સંબંધી વાત કહેવા સાથે શ્રી જયભૂષણ નામના મહર્ષિને કેવલજ્ઞાન ઉત્પન્ન થયાની વાત પણ કહી હતી તેમજ 'કેવલજ્ઞાનનો મહિમા કરવો એ તમારૂં પણ અવશ્ય કરવા યોગ્ય કૃત્ય છે'–એવી પ્રેરણા પણ શ્રી લક્ષ્મણજીએ કરી હતી. વધુમાં એ વાત પણ જણાવી હતી કે–મહાવ્રતધારિણી બનેલાં અને સતીમાર્ગની જેમ મુક્તિમાર્ગનું દર્શન કરાવતાં સીતાજી પણ ત્યાં જ છે.

શ્રી લક્ષ્મણજીનાં આ પ્રકારનાં વચનોએ શ્રી રામચન્દ્રજીને સ્વસ્થ બનાવી દીધા. હવે તમે જૂઓ કે–તેમની વિવેકશીલતા અને વિચક્ષણતા શું કામ કરે છે? શ્રી રામચન્દ્રજી પોતાની પ્રકૃતિને અવલંબીને કહે છે કે–

'તે કેવલજ્ઞાની પરમર્ષિ શ્રી જયભૂષણ નામના મહાત્માની પાસે મારી પ્રિયા સીતાએ દીક્ષા ગ્રહણ કરી તે સારૂં કર્યું!'

આ પ્રમાણે બોલીને શ્રી રામચન્દ્રજી ત્યાંથી ઉભા થયા, પરીવાર સહિત શ્રી જયભૂષણ મહર્ષિની પાસે

પહોંચ્યા, ત્યાં પહોંચી તે મહાત્માને વિધિપૂર્વક વન્દન કર્યું અને એ તારકે જે દેશના આપી તેનું શ્રવણ કર્યું.

**દેશના મુક્તિમાર્ગની જ હોય :**

અહીં પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ જો કે શ્રી જયભૂષણ નામના તે પરમર્ષિએ આપેલી દેશનાનું વર્ણન કર્યું નથી : પણ એ દેશાનાને અન્તે શ્રી રામચન્દ્રજીએ જે પ્રશ્ન કર્યો છે, તે ઉપરથી, કેવલજ્ઞાની શ્રી જયભૂષણ પરમર્ષિએ આપેલી દેશનાના સ્વરૂપનો ખ્યાલ પામી શકાય તેમ છે. ઉપરાન્ત, એ વાત પણ નિશ્ચિત જ છે કે–શ્રી જૈનશાસનમાં એક માત્ર મુક્તિમાર્ગની દેશના જ હોઇ શકે છે. મુક્તિમાર્ગથી વિપરીત દેશનાને શ્રી જૈનશાસનમાં સ્થાન હોઈ શકે જ નહિ. મુક્તિમાર્ગથી વિપરીત દેશના દેનારાઓ શ્રી જૈનશાસનના દેશકો નથી અને જેઓ આ (સાધુ) વેષમાં હોવા છતાં પણ મુક્તિમાર્ગથી વિપરીત દેશના દે છે, તેઓ શ્રી જૈન-શાસનના દ્રોહિઓ છે. એવા આત્માઓ પોતાના અને અનેક વિશ્વાસુ આત્માઓના હિતની કારમી કતલ કરનારાઓ છે. એવાઓ ચારિત્રના બાહ્યાચારોમાં પ્રવીણ હોય કે ઘણા ગ્રન્થોનું જ્ઞાન ધરાવનારા હોય તો પણ એમના ચારિત્રની કે જ્ઞાનની આ શાસનમાં એક ફુટી કૉડી જેટલી પણ કિંમત નથી. શ્રી જૈનશાસનનો દેશક તે જ કહેવાય, કે જે મુક્તિમાર્ગને અનુસરતી દેશના

દેનારો હોય. આ જગતમાં કોઈ સાચામાં સાચો કલ્યાણકામી અને કલ્યાણકારી દેશક હોય, તો તે શ્રી જૈનશાસનનો દેશક છે: કારણ કે—મુક્તિમાર્ગની આરાધના, એ જ સર્વ અકલ્યાણોથી પર બનવાનો અને સર્વ કલ્યાણોના સ્વામી બનવાનો એક માત્ર ઉપાય છે.

**શ્રી રામચન્દ્રજીનો પ્રશ્ન—હું ભવ્ય કે અભવ્ય ?**

આ તો કેવલજ્ઞાની પરમર્ષિની દેશના હતી, એટલે એમાં તો મુક્તિમાર્ગ સિવાયની બીજી કોઈ વાત હોય જ નહિ. મુક્તિમાર્ગની દેશનામાં એ વાત પણ આવે કે—'ભવ્ય આત્માઓ જ મુક્તિને પામે છે: અભવ્ય આત્માઓ મુક્તિને પામી શકતા નથી.' આવી વાત સાંભળતાંની સાથે જ વિવેકી અને વિચક્ષણ આત્માના અન્તરમાં એ પ્રશ્ન ઉઠે જ કે—'હું ભવ્ય હોઇશ કે અભવ્ય ?' દેશનાને અંતે શ્રી રામચન્દ્રજીએ આવો જ પ્રશ્ન પૂછ્યો છે. તેમણે પૂછ્યું છે કે—'હે પ્રભો ! હું આત્માને જાણતો નથી, તો આપ કૃપા કરો અને કહો કે—હું ભવ્ય છું કે અભવ્ય ?'

મુક્તિ પ્રત્યે રૂચિભાવ પ્રગટ્યા વિના આત્મામાં આવો પ્રશ્ન પૂછવાની ઉર્મિ ઉઠે નહિ. ભવ્ય એટલે શું ? મુક્તિગમનની યોગ્યતાવાળા આત્માને ભવ્ય કહેવાય છે. વિચાર કરો કે—મારામાં, મારા આત્મામાં મુક્તિગમનની યોગ્યતા છે કે નહિ, એવો પ્રશ્ન ડૂંટીમાંથી ક્યારે બહાર

આવે ? મુક્તિ પ્રત્યે રૂચિભાવ પ્રગટ્યા વિના અન્તરમાં આ જાતિનો પ્રશ્ન ઉદ્‌ભવે જ નહિ. જ્ઞાનિઓ કહે છે કે–જેના અંતરમાં આવો પ્રશ્ન ઉદ્‌ભવે તે નિયમા ભવ્ય !

**શ્રી રામચન્દ્રજીની તદ્‌ભવમુક્તિગામિતા :**

અહીં કેવલજ્ઞાની પરમર્ષિ પણ ફરમાવે છે કે–' તમે અભવ્ય નથી પણ ભવ્ય છો : ભવ્ય છો એટલું જ નહિ, પણ આ ભવમાં જ તમે કેવલજ્ઞાન પામીને મુક્તિને પામવાના છો !'

આ વખતે શ્રી રામચન્દ્રજીને એમ થઈ જાય છે કે–' આ કેમ બને ? હું આટલો બધો રાગી છું, એટલે આ ભવમાં હું કેવલજ્ઞાન પામું અને મુક્તિએ પહોંચું, એ બને શી રીતિએ ?'

આવો વિચાર ઉદ્‌ભવવાથી, શ્રી જયભૂષણ નામના તે કેવલજ્ઞાની પરમર્ષિને પૂછે છે કે–' મોક્ષ પ્રવ્રજ્યાથી થાય છે અને સર્વત્યાગ વિના પ્રવ્રજ્યા હોઈ શકે નહિ, જ્યારે મારે માટે તો આ લક્ષ્મણ દુસ્ત્યજ જ છે !' અર્થાત્–' હું લક્ષ્મણનો ત્યાગ કરી શકું તેમ નથી, સર્વ ત્યાગ વિના પ્રવ્રજ્યા નથી અને પ્રવ્રજ્યા વિના મોક્ષ નથી, તો આ જન્મમાં જ મને કેવલજ્ઞાનની અને અન્તે મોક્ષની પ્રાપ્તિ થાય, એ બને કેમ ?'

આ પ્રશ્નનો ઉત્તર આપતાં તે કેવલજ્ઞાની પરમર્ષિ ફરમાવે છે કે–' તમારે બલદેવપણાની સંપત્તિ અવશ્ય

ભોગવવી પડે તેમ છે, પણ તેના અન્તે તમે સર્વ સંગોને તજનારા બનશો, સર્વ સંગોના ત્યાગી બનીને પ્રવ્રજ્યા ગ્રહણ કરશો અને એ પ્રવ્રજ્યાના પાલન દ્વારા શિવ-પદને પામશો.'

**મોક્ષરૂચિ ને આત્મનિરીક્ષણ:**

શ્રી રામચન્દ્રજીએ પૂછેલા બે પ્રશ્નોમાં તેમની ઉત્તમતા ઝળહળી રહી છે. પહેલા પ્રશ્નમાં મોક્ષની રૂચિ પ્રધાનતા ભોગવી રહી છે અને બીજા પ્રશ્નમાં આત્મ-નિરીક્ષણની પ્રધાનતા છે. શ્રી રામચન્દ્રજીને સીતાજી ઉપર જે રાગ હતો, તેના કરતાં પણ અધિક રાગ શ્રી લક્ષ્મણજી ઉપર હતો. એ જાણતા હતા કે–હું લક્ષ્મણનો ત્યાગ કરી શકું એ બહુ જ કઠિન છે. વાસુદેવો અને બલદેવો વચ્ચે એવો ગાઢ રાગ હોય છે. એકનું મૃત્યુ અન્યને એટલી હદ સુધી પાગલ બનાવી દે છે કે–એ મુડદાને પણ મુડદા તરીકે સ્વીકારવાને લાંબા કાળ સુધી તૈયાર થઇ શકતો નથી. રાગ આટલો ગાઢ હોવા છતાં પણ, એ રાગનો પોતાને ખ્યાલ હોવો એ સામાન્ય વાત છે? શ્રી રામચન્દ્રજીના પહેલા અને બીજા પ્રશ્નનો વિચાર કરો તો સમજાય કે–મારે મોક્ષ તો પામવો છે, પણ મોક્ષ પામવા લાયક મારી અવસ્થા નથી–એનું જ એમાં ચિન્તન છે. આપણને આપણી દશાનો આ જાતિનો ખ્યાલ છે ખરો? આજે આપણે ગમે તેવી હાલતમાં ભલે હોઈએ, પણ–' આ હાલતમાં

મારો મોક્ષ સધાશે શી રીતિએ ?'–એવો વિચાર આવે ખરો ? ભવ્યાભવ્યનો વિચાર કરતાં–'હું કેવો હોઇશ ? ભવ્ય કે અભવ્ય ?' આવો શંકાત્મક વિચાર સ્ફુરે ખરો ? પોતાના ભવ્યત્વ–અભવ્યત્વ સંબંધી શંકા જેના અન્તરમાં ઉત્પન્ન થાય છે, તે જીવ અભવ્ય હોઇ શકતો જ નથી.

**સીતાહરણ–રાવણહનન અને રામરક્તતા**
**સંબંધી શ્રી બિભીષણે કરેલો પ્રશ્ન :**

હવે તે શ્રી જયભૂષણ નામના કેવલજ્ઞાની પરમર્ષિને નમસ્કાર કરીને, શ્રી બિભીષણ પૂછે છે કે–

"× × × × × × × ×, केन प्राग्जन्मकर्मणा ।
जहार रावणः सीतां, लक्ष्मणस्तं न्यहन् युधि ? ॥१॥
"सुग्रीवो भामंडलश्च, तथेमौ लवणांकुशौ ।
अहं च कर्मणा केनात्यंतरक्ता रघूद्वहे ? ॥ २ ॥"

આમાં પહેલો પ્રશ્ન છે–શ્રી રાવણે કરેલા સીતાજીના હરણ સંબંધી, બીજો પ્રશ્ન છે–શ્રી લક્ષ્મણજીએ કરેલા શ્રી રાવણના વધ સંબંધી અને ત્રીજો પ્રશ્ન છે–સુગ્રીવ, ભામંડલ, લવણ, અંકુશ અને પોતાની શ્રી રામચન્દ્રજીમાં જે અત્યંત રક્તતા છે, તેના સંબંધી ! શ્રી બિભીષણ જાણે છે કે–પૂર્વજન્મનાં તથાપ્રકારનાં કર્મો સિવાય આ બધું બને નહિ, એટલે એ પૂછે છે કે–'પૂર્વજન્મના કયા કર્મને કારણે રાવણે સીતાનું હરણ કર્યું, લક્ષ્મણજીએ યુદ્ધમાં રાવણનું હનન કર્યું અને એવું

કર્યું કર્મ છે, કે જે કર્મને લીધે સુગ્રીવ પણ શ્રી રામચન્દ્રજીમાં અત્યન્ત રક્ત છે, ભામંડલ પણ શ્રી રામચન્દ્રજીમાં અત્યન્ત રક્ત છે, આ લવણ તથા અંકુશ પણ શ્રી રામચન્દ્રજીમાં અત્યન્ત રક્ત છે અને હું પણ શ્રી રામચન્દ્રજીમાં અત્યન્ત રક્ત છું ?'

કેવલજ્ઞાનથી સર્વ પદાર્થોના સર્વ કાલના સર્વ ભાવોને જાણી શકાય છે એટલે એવા જ્ઞાનને ધરનારા મહર્ષિનો યોગ થઈ જાય, ત્યારે આવા પ્રશ્નોના ખૂલાસા મેળવી લેવાનું મન તો થાય ને? વળી શ્રી બિભીષણે પૂછેલી વસ્તુ પણ એવી છે કે–એનો ઉત્તર આપતાં અનેક આત્માઓના પૂર્વભવોના વૃત્તાન્તોનું વર્ણન કરવું પડે. આવી રીતિએ થતા વૃત્તાન્તોના વર્ણનમાં મોટે ભાગે મુદ્દાસરની હકીકતો ટૂંકમાં જણાવવામાં આવે એ સ્વાભાવિક છે.

**વસુદત્ત અને શ્રીકાન્તે કરેલો પરસ્પરનો વિનાશ :**

શ્રી બિભીષણે પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવાની શરૂઆત કરતાં, કેવલજ્ઞાની શ્રી જયભૂષણ પરમર્ષિ ફરમાવે છે કે–

આ દક્ષિણ ભરતાર્ધમાં 'ક્ષેમપુર' નામના નગરમાં નયદત્ત નામનો એક વણિક હતો અને સુનન્દા નામની તેની પત્ની હતી. એ સુનન્દાની કુક્ષિથી જન્મેલા બે પુત્રોમાં એકનું નામ હતું–ધનદત્ત અને બીજાનું નામ

હતું-વસુદત્ત. નયદત્તના આ બે પુત્રો-ધનદત્ત અને વસુદત્તને યાજ્ઞવલ્કય નામના એક બ્રાહ્મણપુત્રની સાથે મિત્રતા હતી.

તે ક્ષેમપુર નામના નગરમાં જેમ નયદત્ત નામનો વણિક વસતો હતો, તેમ સાગરદત્ત નામનો એક વણિક પણ વસતો હતો. નયદત્તને બે પુત્રો હતા, જ્યારે સાગરદત્તને એક પુત્ર હતો અને એક પુત્રી હતી. સાગરદત્તના પુત્રનું નામ ગુણધર હતું અને સાગરદત્તની પુત્રીનું નામ ગુણવતી હતું.

નયદત્તના પુત્ર ધનદત્તમાં અને સાગરદત્તની પુત્રી ગુણવતીમાં ગુણોનું સામ્ય હતું : આથી અનુરૂપ ગુણવાળા ધનદત્તને સાગરદત્તે પોતાની ગુણવતી નામની તે કન્યા આપી. બીજી તરફ સાગરદત્તની પત્ની, કે જેનું નામ રત્નપ્રભા હતું અને જે ગુણવતીની માતા થતી હતી, તેણે પોતાની પુત્રી ગુણવતીને અન્યત્ર આપી. તે નગરમાં શ્રીકાન્ત નામનો એક શ્રેષ્ઠી વસતો હતો. રત્નપ્રભાએ તે શ્રીકાન્તને, ધનના લોભને આધીન બનીને પોતાની ગુણવતી નામની કન્યા છૂપી રીતિએ આપી.

સ૦ એક કન્યા બે ઠેકાણે દેવાઈ ?

દીધી એટલે લગ્ન કર્યાં એમ નહિ પણ વેવીશાળ કર્યું-વાગ્દાન કર્યું ! ગુણવતીના પિતા સાગરદત્તે અનુરૂપ ગુણ જોયા અને ગુણવતીની માતા રત્નપ્રભા અર્થ-લોભમાં પડી !

આ વાતની યાજ્ઞવલ્કયને ખબર પડી. યાજ્ઞવલ્કય એ ધનદત્ત તથા વસુદત્તનો મિત્ર છે, એટલે પોતાના મિત્ર ધનદત્તની સાથે છેતરપીંડી રમાય તે એનાથી ખમાયું નહિ. તરત જ તે યાજ્ઞવલ્કયે ધનદત્ત અને વસુદત્તની પાસે જઇને વાત કરી કે–‘ ગુણવતી છૂપી રીતિએ શ્રીકાન્ત શ્રેષ્ઠિને દેવાઈ છે. ’

યાજ્ઞવલ્કય પાસેથી આ વાતની જાણ થતાં, ધનદત્તનો નાનો ભાઈ વસુદત્ત કષાયાધીન બની ગયો. રાતોરાત તે શ્રીકાન્તના ઘરમાં ગયો અને શ્રીકાન્તને તેણે હણી નાખ્યો. એ વખતે શ્રીકાન્ત શ્રેષ્ઠિએ પણ તલવારનો ઘા કરીને વસુદત્તને મારી નાખ્યો.

જગતની શાંતિ ધર્મનાશથી ?

વિચારવા જેવી વાત છે કે–વિષય અને કષાયની આધીનતા, એ કેટલી બધી ભયંકર વસ્તુ છે ? શ્રીકાન્તે ગુણવતીને મેળવીને અને વસુદત્તે શ્રીકાન્તનું ખૂન કરીને લ્હાણુ શી કાઢી ? વિષય–કષાયની આધીનતાએ જગતમાં શા શા અનર્થો જન્માવ્યા નથી ? વિષય–કષાયની આધીનતાએ ભાઈ-ભાઈ વચ્ચે, બાપ–બેટા વચ્ચે, પતિ–પત્ની વચ્ચે કેટકેટલા ઝઘડાઓ પેદા કર્યા છે ? જગતમાં વિષય–કષાયની આધીનતાનું અસ્તિત્વ ન હોય, તો ઝઘડાઓનું અસ્તિત્વ હોય ?

સ૦ નહિ જ.

આમ છતાં આજે જગતની શાન્તિના નામે કયી જાતિનો પ્રચાર ચાલી રહ્યો છે, એ જાણો છો ? જગતમાં શાન્તિ સ્થાપવાની વાતો કરનારા આજના કેટલાકોને, વિષય-કષાયની આધીનતાથી નિપજેલા અને નિપજી રહેલા અનર્થોનો વિચાર કરવાની ફુરસદ નથી. આજના કેટલાકો એમ માને છે કે-'જ્યાં સુધી જગતમાં ધર્મનું અસ્તિત્વ છે, ત્યાં સુધી જગતની શાંતિ જોખમમાં છે. ધર્મનું અસ્તિત્વ ન હોય તો ઘણા-ખરા ઝઘડા-રઘડાઓનું અસ્તિત્વ હોય જ નહિ.' પોતાની આ માન્યતાને તેઓ આવા સ્પષ્ટ રૂપમાં જાહેર કરી શકતા નથી : કારણ કે-ગમે તેવો પણ આ આર્યદેશ છે. આ દેશનું વાતાવરણ એવું છે કે-કોઈ સીધેસીધા રૂપમાં ધર્મનાશની વાત કરે, તો એને એ વાત ભારે પડી ગયા વિના રહે નહિ. આથી જ, ધર્મના અસ્તિત્વને મિટાવવાની ભાવનાવાળાઓ પણ, પોતાની વાત સીફતથી દંભપૂર્ણ રીતિએ રજૂ કરે છે. જેમકે-આજે કેટલાકો તરફથી એ જાતિનો પ્રચાર થઈ રહ્યો છે કે-'જગતમાં ધર્મના નામે જેટલા ઝઘડાઓ જામ્યા છે, તેટલા ઝઘડાઓ બીજી કોઈ પણ વસ્તુના નિમિત્તે આ જગતમાં જામ્યા નથી.'

**ઘેર ઘેર શાના ઝઘડા છે ?**

આ જાતિનો પ્રચાર, એ શું વ્યાજબી પ્રચાર છે ?

આ પ્રમાણે બોલવું, એ શું સાચું છે? જરાક ઉંડા ઉતરીને વિચાર કરવામાં આવે, તો એ વાતમાં રહેલું જૂઠાપણું ખ્યાલમાં આવ્યા વિના રહે નહિ. જગતમાં અર્થ અને કામની લોલુપતાથી અથવા તો વિષય અને કષાયની આધીનતાથી કેટલા ઝઘડાઓ જામ્યા છે અને કેટલાં યુદ્ધો ખેલાયાં છે, એનો વિચાર તો કરો! કોઈ કુટુંબ એવું બતાવશો, કે જે કુટુંબમાં કોઇક વાર પણ અર્થ–કામની રસિકતાથી કે વિષય–કષાયની આધીનતાથી ઝઘડો જામ્યો ન હોય કે યુદ્ધ ખેલાયું ન હોય? બાપ–બેટા, ભાઇ–ભાઇ કે પતિ–પત્ની વચ્ચે કદિ જ એવું ન બન્યું હોય, એવાં કુટુમ્બો કેટલાં?

સ૦ એવું કુટુંબ તો ભાગ્યે જ મળે.

ત્યારે જે પ્રકારના ઝઘડા લગભગ ઘેર ઘેર છે અને જે પ્રકારના ઝઘડાઓથી એક કુટુમ્બના આદમીઓ પણ ભાગ્યે જ બચી શકે છે, તે પ્રકારના ઝઘડા શું ઘરની બહાર પણ ઓછા થાય છે, એમ? આમ છતાં તે તરફ લક્ષ્ય જતું નથી, એ ઝઘડાઓના મૂળનો નાશ કરવાની ભાવના થતી નથી અને 'ધર્મના નામે જ ઘણા ઝઘડાઓ ઉત્પન્ન થયા છે'–એવો પ્રચાર કરવાનું મન થાય છે, એ શું સૂચવે છે? ધર્મ તરફની તીવ્ર અરૂચિ અથવા તો ધર્મનાશની ભાવનાનું જ એમાંથી સૂચન થાય છે ને?

## અદાલતોમાં ચાલતા કેસોમાં ધર્મના નામે જન્મેલા ઝઘડા કેટલા ?

અદાલતોમાં ચાલતા કેસો તપાસવામાં આવે, તો પણ 'ધર્મના નામે જ ઘણા ઝઘડાઓ છે'–એ વાતમાં કેટલું બધું અસત્ય ભરેલું છે, તે માલૂમ પડી જાય. અદાલતોમાં ચાલતા કેસોમાં ધર્મના નામે ઉત્પન્ન થવા પામેલા ઝઘડાઓ કેટલા અને જેમાં ધર્મનું નામ સરખું ય ન હોય–એવા ઝઘડાઓ કેટલા ?

**સ૦** ધર્મના નામે ઉત્પન્ન થવા પામેલા ઝઘડા તો આટામાં લૂણ જેટલા પણ નહિ !

ધર્મના નામે ઉત્પન્ન થવા પામેલા ઝઘડાઓ અદાલતોમાં રોજ હોય કે કોઈ કોઈ વાર હોય ?

**સ૦** કોઈ કોઈ વાર.

કોઈ કોઈ વાર પણ આખો દિવસ એવા ને એવા જ ઝઘડા આવ્યા કરે, એમ ખરૂં ?

**સ૦** નાજી.

આટલું પ્રત્યક્ષ હોવા છતાં પણ એમ બોલવું કે–'જગતમાં ધર્મના નામે જેટલા ઝઘડાઓ જામ્યા છે, તેટલા ઝઘડાઓ બીજી કોઇ પણ વસ્તુના નામે કે નિમિત્તે આ જગતમાં જામ્યા નથી'–એ શું વ્યાજબી ગણાય ? હંમેશને માટે સેંકડો અદાલતો ઝઘડાઓનો નિકાલ કરવામાં રોકાએલી રહે છે અને તેમ છતાં

ધર્મના નામે ઉત્પન્ન થવા પામેલા ઝઘડાઓ તો, તમે પણ કબૂલ કરો છો કે-કોઈ કોઈ વાર આવે છે, ત્યારે એ સિવાયના જેટલા ઝઘડા, તે બધા તો અર્થ-કામની લોલુપતા કે વિષય-કષાયની આધીનતામાંથી જ ઉત્પન્ન થએલા, એ વાત તો સાચી જ ને ?

સ૦ એમાં ના નહિ.

તો પછી, એમ કેમ કહેવાય કે-આ જગતમાં ધર્મના નામે જેટલા ઝઘડાઓ જામ્યા છે, તેટલા ઝઘડાઓ બીજી કોઈ પણ વસ્તુના નિમિત્તે જામ્યા નથી ?

સ૦ એમ ન કહેવાય, એ વાત બરાબર છે.

**ઝઘડાનું મૂળ ક્યાં છે ?**

હજુ આગળ. જે માણસો અર્થ અને કામના અતિ રસિક હોય તેમજ વિષય અને કષાયને ખૂબ ખૂબ આધીન બનેલા હોય, એવા માણસો ધર્મના નામે ઝઘડતા હોય તો પણ તેમાં નામ માત્ર ધર્મનું હોય અને મૂળભૂત કારણ અર્થ-કામની રસિકતા અગર તો વિષય-કષાયની આધીનતા હોય, એમ નથી લાગતું ?

સ૦ તદ્દન સાચી વાત.

સાચો ધર્મી કોઇની સાથે ઝઘડતો માલૂમ પડે, તો પણ સમજી જ લેવું જોઇએ કે-અર્થ અને કામના રસિક એવા કોઇને પાપે જ એને ઝઘડામાં ઉતરવાની ફરજ પડી છે. ધર્મને લાગે-વળગે છે ત્યાં સુધી એ

ઝઘડાને ઉત્પન્ન થવા દેતો જ નથી. ધર્મ પ્રેરે છે માત્ર આવી પડેલા ઝઘડાથી ધર્મ અને ધર્મી–ઉભયનું રક્ષણ કરવાને ! ધર્મ પોતે થઈને ઝઘડો ઉત્પન્ન કરાવે, એ બને જ નહિ. ઝઘડો ઉત્પન્ન થાય છે કેવળ અર્થ–કામની રસિકતાથી કે વિષય–કષાયની આધીનતાથી ! આથી તો અર્થ–કામની રસિક દુનિઆમાં પણ એ કહેતી પ્રચલિત બની છે કે–

**'જર, જમીન ને જોરૂ :**
**કજીયાનાં ત્રણ છોરૂં !'**

આવી આવી વાતોને વિચારવી નહિ અને આ ' જગતમાં ધર્મના નામે જેટલા ઝઘડાઓ ઉત્પન્ન થવા પામ્યા છે, તેટલા ઝઘડાઓ બીજી કોઈ પણ વસ્તુના નિમિત્તે ઉત્પન્ન થવા પામ્યા નથી '–એવી એવી વાતો ઉચ્ચારવી, એ શું ડાહ્યા માણસોનું લક્ષણ છે ? અને તમને એમ નથી લાગતું કે–હૈયામાં રહેલો ધર્મદ્વેષ અથવા તો ઘોર અજ્ઞાન જ એવા માણસોને એવું એવું બોલવાને પ્રેરે છે ? કેટલાકો તો એવી વાતો સમજપૂર્વક બોલે છે અને તે એમ ઠસાવવાને માટે જ કે–જગતના ઝઘડાઓનું મૂળ ધર્મમાં છે. આવાઓને કહેવું પણ શું ?

**ધર્મના પ્રતાપે જ જગતની શાન્તિ :**

પણ સમજવા માગતા હોય તેઓને તો હું કહું

છું કે-જગતના ઝઘડાઓનું મૂળ ધર્મમાં નથી, પણ અર્થ-કામની રસિકતા કે વિષય-કષાયની આધીનતામાં છે. ધર્મ તો શાન્તિને અને આબાદીને પ્રગટ કરનારો છે. ધર્મી કજીયાને પસંદ કરે એ બને જ નહિ, પણ એ વાત સાચી કે-અવસર આવી લાગે અને શક્તિ હોય તો આવી પડેલા કજીયાને વેઠી લઇને પણ ધર્મને આંચ આવવા દે નહિ. જગતની શાન્તિનું મૂળ ધર્મમાં છે, એટલે ધર્મશીલ આત્માઓ દુન્યવી સઘળી જ આપત્તિઓને સહન કરી લઇને પણ ધર્મના રક્ષણમાં તત્પર બને એ સ્વાભાવિક છે. આવી મનોવૃત્તિવાળા ધર્મશીલોને કજીયાખોર કોણ કહે? ખરી વાત તો એ છે કે-લગભગ આખું ય જગત કજીયાખોર છે. કજીયા-ખોરીમાં જીવતા જગતમાં જે કાંઈ શાંતિ દેખાય છે, તેમાં મુખ્યત્વે ધર્મનો જ પ્રતાપ છે. રાજશાસનથી કજીયો કરનારાઓ અમુક અંશે દબાય એ શક્ય છે, પણ એ માણસોને જો તેવી કોઈ તક મળી જાય તો તેઓ કજીયો કર્યા વિના રહે નહિ. કેટલીક વાર તો આદમી કષાયાધીન બનીને રાજસત્તાના ડરને પણ ભૂલી જાય છે અને કારમું અકૃત્ય આચરી બેસે છે. ધર્મનો એ પ્રતાપ છે કે-જેના હૈયામાં ધર્મનું સામ્રાજ્ય હોય છે, તેના હૈયામાં કજીયાખોર વૃત્તિ ટકી શકતી જ નથી. જગતમાં કજીયાખોર વૃત્તિને નાબૂદ કરવાનો અને શાન્તિની સુવાસ પ્રસરાવવાનો એક માત્ર ઉપાય ધર્મ

